The Department of Public Instruction, Bombay.

# GUJARÁTI FOURTH BOOK.

BY

T. C. HOPE, C.S.,

LATE EDUCATIONAL INSPECTOR, N. D.

STEREOTYPED.

**Fourteenth Edition**—25,000 Copies.



BOMBAY:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1884.



*Price six Annas.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગૂજરાતી ચોથી ચોપડી.

આ,

ટિ. સી. હોપ,

માજી એજ્યુકેશનલ ઈનસ્પેક્તર ઊ. ભા.,

એઓએ રચી.

---

કાસમ હસાની

ચોદમી આવૃત્તિ—૨૫,૦૦૦ પ્રત.



---

મુંબઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક-ડીપો.

ઈસવી સન ૧૮૮૪.



કીંમત ૭ આના.

# ચોથી ચોપડીનું સાંકળીઉં.

---

## નીતિસંબંધી.

## સામાન્ય જ્ઞાનસંબંધી.

# ચોથી ચોપડીનું સાંકળીઉં.



## વિદ્યાસંબંધી.



## વનસ્પતિ તથા પ્રાણીસંબંધી.

# चोथी चोपडी शीखववानी रीत·

---

ત્રીજી ચોપડીમાં જે બાળબોધ અક્ષરનું જ્ઞાન છોકરાંને થયું હોય તે જતું ન રહે માટે આ ચોપડીમાં પાઠનાં નામ તથા પાઠમાં જે કહેવતો આવેલી છે તે બાળબોધ અક્ષરે લખી છે, તે છોકરાંપાસે ધ્યાન રાખી વંચાવવાં.

આ ચોપડીના પાઠ વાંચતાં શીખવવામાં નીચે લખેલી રીત ધ્યાનમાં રાખી તેપ્રમાણે વર્તવું.

મેહેતાજીએ ઘણી સંભાળ લઈ એક વાક્ય બરાબર રીત ને ઢબ-પ્રમાણે છોકરાંને વાંચી સંભળાવવું, ને ત્યારપછી તેનું તેજ વાક્ય તેવીજ રીતે ને તેવી ઢબથી બે કે ત્રણ છોકરાંપાસે જોડે વંચાવવું. પ-છી તેઉપરથી તે વાક્યની મતલબવિષે તથા તેમાં જે અઘરા શબ્દ લાગે તેવિષે સવાલો આખા વર્ગમાં પૂછવા. અઘરા શબ્દમાં પણ જે પાઠને મથાળે શબ્દો લખેલા છે તે માંહેલા આવે ત્યારે વિશેષે કરીને તેઉપર ખૂબ ધ્યાન રાખી તેના અર્થ સારીપેઠે છોકરાંના ધ્યાનમાં ઉતરાવા, તથા તેમની જોડણી અઘરી હોય તો તે પણ કરાવવી. કેમકે એ મથાળાંના શબ્દો અઘરા જાણીનેજ કાઢેલા છે.

એપ્રમાણે એક વાક્ય થયું એટલે બીજું લઈને તે પણ પોતે વાંચીને છોકરાંપાસે વંચાવી, મતલબ વગેરે પૂછી શીખવવું. એમ કરવાથી બધા છોકરાને બરાબર ઉચ્ચાર કરવાની ને બરાબર ઢબથી તથા સમજસાથે વાંચવાની ટેવ પડશે. વિલાયતમાં તો વર્ગમાંના બધા છોકરાપાસે એકે વખતે જોડે વંચાવે છે, અથવા વર્ગ ઘણોજ મોટો હોય છે તો તેની બે ટુકડીઓ કરીને વારાફરતી વંચાવે છે, પણ આ દેશની નિશાળોમાં એમ કરેથી ગડબડ થઈ જાય એવું લાગે છે, તેથી માત્ર બબે ત્રણત્રણ છોકરાપાસે જોડે વંચાવવાનું લખ્યું છે.

ઉપર કહ્યામુજબ એકેક વાક્ય કરીને આખો પાઠ વાંચી સંભ-ળાવ્યાપછી તથા તેની મતલબ સમજાવ્યાપછી, એકેક છોકરાને

છૂટક છૂટક વંચાવવું. બધા છોકરા વાંચી શકે એટલો વખત ન મળે તો સૌથી નઠારૂં વાંચનારા છોકરાપાસે પેહેલાં વંચાવવું, અને તે બરાબર ઢબ અને રીતપ્રમાણે વાંચી શકે એવું કરવું.

એ રીતે ધ્યાન રાખીને વાંચન પાઠ આપવામાં આવશે તો તે પાઠ છોકરાંને પાકો થશે. પાકો થશે એટલે સારી રીતે વાંચતાં અને તેની મતલબ સમજતાં આવડશે. જ્યારે એ આવડે ત્યારેજ જાણવું કે પાઠ પાકો થયો. પાઠ મોઢે કડકડાટ ભણી જાય એવી રીતે શીખવવાની મતલબ બિલકુલ નથી, અને તેમ ન થાય એવી હમેશાં મેહેતાજીએ કાળજી રાખવી.

દર રોજ અથવા બે ત્રણ દિવસે જ્યારે જોગ બને ત્યારે વાંચન પાઠની મતલબ છોકરાંપાસે ચોપડીની મદદવગર પાટીપર લખાવવી. એવું કરવાથી બે લાભ થાય છે. એક તો એ કે વાંચેલાનો અર્થ બરાબર છોકરાં સમજે છે, અને બીજું એ કે તેમને ભાષા શુદ્ધ લખતાં આવડે છે.

ભૂગોળવિદ્યાના પાઠ વાંચતા વખતે જે પ્રકરણ ચાલતું હોય તે ખંડ કે દેશનો નકશો વર્ગમાં ટાંગેલો રજુ રાખવો. કોઈ પણ ગામ કે શેહેર કે દેશ, જેને વિષે પાઠમાં હકીકત વાંચવામાં આવે, તે નકશામાં બતાવ્યાવગર આગળ ચાલવું નહીં. વળી તે વિષે કંઈ જાણવાજેવી બિના હોય તો તે પણ છોકરાંને કહી સંભળાવીને જેમ તેમના મનમાં તે ઠસે તેમ કરવું.

---

# ચોથી ચોપડી.

---

## પાઠ ૧. નવી ચોપડી ને જૂની ચોપડી.

મેહેતાજી.—છોકરાં, આજ હવે તમને નવી ચોપડી મંડાવીશું, તે તમને ગમશે કે નહીં! પેલી જૂની ચોપડી તો તમે ઘણી વાર વાંચી ગયાં, માટે જે જે વાતો અને કવિતા તમે શીખ્યા તે તો તમને સારીપેઠે આવડતી હશે. એ સઘળું બીજા કોઇને કેહેવું હોય તો તમારાથી કેહેવાય કે નહીં? પાછલી ચોપડીમાં એવી બહુ વાતો ગઇ છે કે તે નાનાં છોકરાં સાંભળીને રાજી થાય; કેટલીક કવિતા તો એવી સુંદર છે કે મોટા માણસ પણ સાંભળવાને ચાહે; કેટલાક તો કામ કરતા જાય ને ગાતા જાય, ને નવરા બેસે ત્યારે પણ ગાય. હવે તમારે નવી ચોપડી શીખવાની તો ખરી, પણ જૂનીમાંથી શું શું શીખ્યા, તે પેહેલાં મારે જાણવું જોઇએ. તેમાં તો તમે ઘણી જૂદી જૂદી વસ્તુવિષે પાઠ વાંચ્યા; પરમેશ્વર, માણસ, પશુ, પંખી, ઝાડ, છોડવા, સૂરજ, આકાશ, અને પૃથ્વી, એ બધાવિષે પાઠ તેમાં હતા. વારૂ જોઇએ ત્યારે હવે તમને તેમાંનું શું શું સાંભરે છે. હરીઆ કહે, એ ચોપડીમાં પરમેશ્વરવિષે શું લખ્યું છે.

હરીઓ.—આપણે એવું વાચ્યું હતું કે પરમેશ્વરે બધી વસ્તુ કરી છે. ભાઇડા, બાઇડીઓ, છોકરા, છોડીઓ, પક્ષી, પશુ, માછલાં, કીડા, ઝાડ, છોડવા, ચંદ્રમા, સૂરજ, તારા, અને આખું જગત, એ સર્વે તેણે સરજ્યું છે.

મેહેતાજી.—કલ્યાણ, એવિના બીજું કાંઇ પરમેશ્વરવિષે જાણતો હોય તો કહે?

કલ્યાણ.—તેમાં બીજું એવું કેહેલું છે કે આપણે પરમેશ્વરને દેખતા નથી, પણ તે આપણને દહાડે ને રાતે સદા દેખે છે.

હરીઆ.—ખરી વાત સાહેબ, તે હરઘડી આપણને દેખે છે; અજવાળું હોય કે અંધારૂં હોય તો પણ તે દેખે છે.

મેહેતાજી.—જુઓ ત્યારે આપણે જે કરીએ તે તો તે દેખે. હરીઆ, તને માલમ છે કે આપણે તેનાથી શું છાનું રાખી શકીએ?

હરીઓ.—આપણે તેનાથી કાંઈ છાનું રાખી શકતા નથી.

મેહેતાજી.—ખરૂં, હરીઆ, અને જ્યારે તેનાથી કાંઈ છાનું નથી, ત્યારે આપણે કેવી રીતે ચાલવું.

હરીઓ.—આપણે કાંઈ ખોટું કામ કરવું નહીં, કેમકે જે કાંઈ આપણે કરીએ છીએ તે લોક તો દેખતા નથી, પણ પરમેશ્વર જુએ છે અને શિક્ષા કરે છે.

---

## पाठ २. जगत.

રેનડીઅર      ગરૂડ      ધોધ

જગત ઘણું મોટું છે. એનાં બધાં ઠેકાણાંમાં જોવાનું, સાંભળવાનું, ને શીખવાનું ઘણું છે. જગતમાં ઘણા દેશ છે. સઘળા દેશમાં લોક વસે છે. દેશ દેશના લોકની બોલી જુદી છે. એક દેશમાં એક જાતનાં જનાવર તથા ઝાડ થાય છે, ને બીજા દેશમાં બીજી જાતનાં થાય છે.

કોઈમાં સિંહ ને વાઘ હોય છે; કોઈમાં ઉંટ ને હાથી હોય છે; ને કોઈમાં રેનડીઅર ને ગરૂડ હોય છે. કોઈમાં આંબા ને વડ; કોઈમાં નાળિએરી ને ખજૂરી; ટાઢના મુલકમાં જૂદીજ જાતનાં ઝાડ થાય છે. દેશ દેશનાં અનાજ, ફળ, તથા મેવા પણ જૂદા હોય છે. વળી કેટલીક જાતનાં ઝાડ, જનાવર, વગેરે ઘણું કરીને બધા દેશમાં નીપજે છે.

કેટલાએક દેશની ભોંયમાંથી બહુ ધાતુ નીકળે છે, ને કેટલાએકનીમાંથી થોડી નીકળે છે.

કોઈમાં પર્વત ને કોતર હોય છે; કોઈમાં મોટાં મેદાન; કોઈમાં મોટી નદીઓ ને સરોવર હોય છે; કોઈમાં પાણીના મોટા ધોધના અવાજ સંભળાય છે; ને કોઈને કિનારે દરિઆની છોળો અથડાતી હોય છે; કોઈમાં બળતા પાહાડ હોય છે; કોઈમાં ઊના પાણીનાં ઝરણ હોય છે; કોઈ ઠેકાણે કૂવા બહુ ઉંડા હોય, ને કોઈ ઠેકાણે થોડું ખોદીએ કે પાણી નીકળે છે; કોઈ જગ્યાએ સારાં મીઠાં પાણી

નીકળે છે, ને કોઈ જાગ્યાએ પાલીઆં કે ખારાં પાણી નીકળે છે, તે પીએ તો માંદા પડીએ. કેટલેએક ઠેકાણે તો ઘણા ગાઉસુધી મુદલ પાણી જડતું નથી. કેટલાક ઠંડા દેશમાં ભોંયમાં ભોંયરાં જેવાં ઘર બાંધી લોક જમીનહેઠે રહે છે, ને હુંફ વળવાસારૂ જનાવરનાં ચામડાં ઓઢે છે.

કેટલાક દેશમાં બહુજ તાપ પડે છે, ને કેટલાક દેશમાં ઘણો તાપ પડતો નથી, ને ઘણી ટાઢએ નથી પડતી.

આપણો દેશ ગુજરાત કહેવાય છે, અને આપણે ગુજરાતી લોક કહેવાઇએ છીએ.

---

## पाठ ३. परमेश्वरनी प्रार्थना.

### સંસાર પર્વત જોમ. દાતાર પ્રાણીઆ હરખે

---

દોહરા.

ઓ ઈશ્વર તું એક છે,
સરજ્યો તેં સંસાર.
પૃથ્વી પાણી પર્વતો,
તેં કીધાં તૈયાર.
તારા સારા શોભિતા,
સૂરજ ને વળી સોમ,
તેં તો સર્વમાં તેં રચ્યાં,
જબરૂં તારૂં જોમ. ૨
અમને અદકાં જ્ઞાન ગુણ,
એનો તું દાતાર.
ભૂલે પાપી પ્રાણીઆ,
એ તારો ઉપકાર.
કાપ કલેશ કકાસને.
કાપ પાપ પરિતાપ,
કાપ કુમતિ કરૂણા કરી,
કાપ કષ્ટ, સુખ આપ. ૪

ક૦ દ૦ ડા૦

## पाठ ४. परगजु छोकरो.—भाग १.

પરગજુ ઢેબરાં ભો.

એક છોકરો એક દહાડે સવારે બીજે ગામ કાંઈ કામસારૂ જતો હતો. તે ગામ પેલા છોકરાના ગામથી ત્રણ ગાઉ હતું. ત્યાં આખો દહાડો રહેવાનું હતું, માટે ઢેબરાં બાંધી લીધાં હતાં. રસ્તામાં જતાં એક ભુખે અધમુઓ થઈ રહેલો કુતરો તેને મળ્યો. તે તેને જોઈને પૂંછડી હલાવતો હલાવતો તેની પાસે આવ્યો. અને મોં ઉચું કરીને જાણે કાંઈ માગતો હોય તેમ દેખાડ્યું. પેહેલ-વેહેલાં તો તેની ગમ તેણે જોયું નહીં, પણ છેવટે તેને દયા આવી, અને મનમાં કહેવા લાગ્યો કે આ બહુ ભુખ્યો દેખાય છે. જો હું મારા ભાતામાંથી એને આપું તો મારે ભૂખ્યાં ઘેર જવું પડે, પણ હું એક દહાડો કદી ભૂખ્યો રહ્યો તો શું થઈ ગયું. હું એને તો ભુખ્યો નહીં રહેવા દઉં. એમ કહીને પોતાના ભાતામાંથી થોડું કુતરાને નાંખ્યું. તે ઘણા દહાડાનો ભૂખ્યો હોય તેમ વેહેલો વેહેલો ખાઈ ગયો.

પછી તે છોકરો ત્યાંથી આગળ ચાલ્યો, ને પેલો કુતરો પણ તેની પાછળ પાછળ રાજી થઈને ગયો. રસ્તામાં જતાં તે છોકરે એક ઘોડો માંદા જેવો પડેલો દીઠો. તેને જોઈને તે તેની પાસે ગયો, ને જોયું તો તે ઘોડાના પેટમાં હાથ હાથના કુવા પડેલા દીઠા, અને તે એવો લેવાઈ ગયો હતો કે તેને ઉભા થવાની જરા શક્તિ નહોતી. પેલા છોકરાના મનમાં આવ્યું કે જો હું એને ઉઠાડવા રહું તો ઘેર પાછો જતાં અંધારૂં થઈ જાય; વળી આ રસ્તામાં ચોરનો પણ ભો સંભળાય છે, એ બધું તો ખરૂં, પણ એને દુઃખમાંથી છોડવું તો ઘણું સારૂં કામ થાય. મારી સંભાળ તો પરમેશ્વર રાખશે. એમ કહીને તેણે જઈને બે ચાર ટલા ઘાસ આણ્યું, ને ઘોડાના મોંઆગળ મુંક્યું, તે તેણે ખાધું, ને પછી પોતાનીપાસે તપેલી હતી તેમાં પાણી ભરીને આણ્યું તે પીધું, એટલે તો ઘોડો જરા ટટાર થયો ને ચરવા મંડ્યો.

## पाठ ५. परगंजु छोकरो.—भाग २.

પેલો છોકરો જરા આગળ આવ્યો એટલે એક માણસ તળાવમાં આથડીઆં ખાતો દીઠો, ને તે બહાર નીકળવાની ઘણીએક મેહેનત કરતો હતો, પણ તેનાથી નીકળાય નહીં. ત્યારે તે છોકરે તેની પાસે જઈને પૂછ્યું, કાકા, તમને રસ્તો સૂઝતો નથી કે શું? તેણે કહ્યું, ના બાપુ, હું આંધળો છું, મને રસ્તો સૂઝતો નથી. તે સાંભળીને પેલે છોકરે કહ્યું કે હું પલલીરા તો પલલીરા, પણ જો તમે તમારી લાકડી મારી ભણી નાંખો તો તેવની મારાથી થાય તેટલી મેહેનત કરીને તમને કાઢું. ત્યારે આંધળે જેણી ગમથી સાદ આવતો હતો તેણી ગમ લાકડી ફેંકી. તે ઝાલીને તે પાણીમાં ઊતર્યો, ને લાકડીવતી આગળ જોતો ગયો, કેમકે નહીં તો ખાડોખાડો હોય તો તે ડૂબી જાય. એમ કરી કરીને તે આંધળા-પાસે ગયો, ને તેનો હાથ ઝાલીને બહાર કાઢ્યો. તેને બહુ બહુ આશિષ દઈને આંધળો પોતાના ઘર ભણી ગયો. રાત પડી જવાની બીકથી તે છોકરો ઊતાવળો આગળ ચાલ્યો.

પણ તે છોકરો થોડો આગળ ગયો એટલે તેને એક ગરીબ સિપાઈ મળ્યો. તેના બંને પગ લડાઈમાં કપાઈ ગએલા હતા, તેથી લાકડીની ઘોડીઓ કાખમાં ઘાલીને ટેકા દઈને ખોડંગતો ખોડંગતો હીંડતો હતો. પેલા છોકરાને જોઈને તે બોલ્યો કે ભાઈ, લડાઈમાં મારા પગ કપાઈ ગયા તેથી હું લંગડાઊ છું. મારી પાસે ખાવાનું કે પૈસા કાંઈ નથી, અને હું ભૂખે મરું છું. પેલા છોકરાને તેની દયા આવી, ને પોતાની પાસે જેટલું ખાવાનું હતું તે આપીને બોલ્યો કે હવે મારી પાસે કાંઈ રહ્યું નથી, ખાજું હોત તો તે આપત. એમ કહીને ઉતાવળો હીંડ્યો, ને જે ગામ જવું હતું ત્યાં પહોંચ્યો.

---

## पाठ ६. परगंजु छोकरो.—भाग ३.

આપ

ત્યાં જે કામ કરવાનું હતું તે કર્યું, અને પાછો પોતાને ગામ જવાને

નીકળ્યો. અરધે રસ્તે પહોંચ્યો એટલે અંધારૂં થયું, એવું કે રસ્તો સૂઝે નહીં, તેથી ભૂલો પડ્યો. જંગલમાં આડો અવળો ઘણો ભટક્યો, પણ રસ્તો જડ્યો નહીં, ને ભૂખ્યો હતો તેથી થાકી ગયો અને આગળ ચાલવાની આય રહી નહીં. માટે એક ઠેકાણે બેઠો, ને ગભરાઇને પોકેપોક રોયો. એટલામાં પેલો કૂતરો મોંમાં કાંઈ લઇને તેની પાસે આવ્યો. તે તેની પાસેથી તેણે લીધું, તો તે પોતીઆના કકડામાં બાંધેલું કાંઈ માલમ પડ્યું. તેની ગાંઠ છોડી એટલે માંહેથી પૂરીઓ નીકળી. પેલો છોકરો ખાઇને ધરાયો, ને બોલ્યો કે મેં તને કટકો ઢેબરૂં નાંખ્યું તો તેં મને ધરાઇને ખાઉં તેટલું આપ્યું. માટે કોઇને ગુણ કરેલો કાંઈ જાય નહીં.

વળતી તે છોકરે વગડામાંથી રસ્તે પડવાને ઘણાંએક ફાંફાં માર્યાં, પણ કાંઈ વળ્યું નહીં. જ્યાં જ્યાં પગ મૂકે ત્યાં ત્યાં કાંટા ભાગે, અને કાદવ કચરામાં પડે; ત્યારે જે ઠેકાણે બેઠો હતો ત્યાં જઇને પાછો બેઠો, એટલે ચંદ્રમા ઉગ્યો. તેને અજવાળે તેણે પાસેજ એક ઘોડો ચરતો દીઠો. તેની પાસે જઇને જોયું તો જે ઘોડાને તેણે ઘાસ ખવરાવ્યું હતું તેજ માલમ પડ્યો. તેને જોઇને તે કહેવા લાગ્યો કે આ ઘોડાને મેં ગુણ કર્યો છે માટે મને બેસવા દેશે, અને એ આ જંગલનો ભોમિઓ હશે, એટલે જંગલ બહાર મને લઈ જઇને રસ્તે પાડશે. એમ વિચારીને તે ઘોડાઉપર બેઠો. ઘોડો તેને ગામભણી લઈ ગયો. એથી રાજી રાજી થઇને છોકરાએ મનમાં વિચાર્યું કે જો મેં આ ઘોડાને સવારે ખવરાવીને જીવાડ્યો ન હોત તો મારે આખી રાત વગડામાં કાઢવી પડત, તેથી નજરમાં પકું આવે છે કે કોઇને ગુણ કર્યો હોય તે કદી જાય નહીં.

---

## पाठ ७. परगजु छोकरो.—भाग ४.

**લટવું મનેસુખો અટકળ પરોણાગત ઘટારત**

પેલો છોકરો આગળ ચાલ્યો, ત્યાં તેને બહુ દુઃખ પડ્યું, શાથી કે તે જે રસ્તે જતો હતો તે ઉજડ હતો. ત્યાં તેને બે ચોર મળ્યા. તેમણે તેને લૂટવા માંડ્યો એટલે પેલા કૂતરે એક ચોરને એવો

કરડયો કે બહુ બોણી નીકળ્યું ; તેથી પેલા છોકરાને છોડી દઈને તે કૂતરાપાછળ દોડ્યો. કૂતરો ભસતો ભસતો નાઠો. એ વખતે પકડો, પકડો, એવી બૂમ આઘેથી સંભળાઈ, તેથી બીજો ચોર પણ નાશી ગયો. પકડો, પકડો, બોલ્યો, તે પેલો પાંગળો માણસ, પેલા આંધળા માણસની ખાંધઉપર બેશીને આવતો હતો.

છોકરાને લંગડાએ ને આંધળાએ કહ્યું કે અમે બે જણ ઠીક વેળાસર આવી પહોંચ્યા. તેં અમને ગુણ કર્યો, તે વાળવાને પરમેશ્વરે અમને સારે વખતે મોકલ્યા. પછી લંગડો બોલ્યો કે હું એક ઝાડનીચે બેઠો હતો, જયાંથી એ ચોર કોઈ છોકરાને લૂટવાનો મનસુબો કરતા કરતા જતા હતા ; તેમના બોલવાથી મેં અટકળ બાંધી કે તે છોકરો તમારાવિના બીજો કોઈજ નહીં હોય. પણ હું તમારી મદદે શી રીતે આવું ? મારા ટાંટિઆ નહીં; એમ વિચારતો હતો એટલે પરમેશ્વરના કરવાથી આ આંધળો તે વખતે આવી ચડ્યો. જેણે મને પોતાને ખાંધે લીધો, ને મેં એને રસ્તો દેખાડ્યો.

તે છોકરે એ આંધળાનો પાડ માન્યો, ને તેમને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં તેના બાપે તેમની સારી રીતે પરોણાગત કરી. પેલા કૂતરાને તે છોકરે જીવતાલગણ પાળ્યો.

માટે જે પોતાનું ભલું ઇછતો હોય તેને ઘટારત છે જે જગતમાં સૌના ઉપર દયા રાખી તેમનું ભલું કરે.

---

## પાઠ ૮. ભોજન.

ભોજન વર્ણન કમોદ વડી પૂરણપોળી કચોરી
ભજીઆં શીરો પકવાન વડાં પાપડ સેવો

ચોપાઈ.

ભોજન આજ જમ્યા જે અમો,
તેનું વર્ણન સુણજો તમો.
કમોદનો કીધો 'તો ભાત,
દાળ તણી અતિ સુંદર જાત.

દહીં ભાગીને કીધી કઢી,
માંહે નાખી 'તી સુંદર વડી.
ભાત ભાતનાં તળીઆં શાક,
બાસુદી પુરી દૂધપાક. ૨
પુરણપોળી લાડુ સાર,
વડાં કચોરી ને કંસાર.
ભજીઆં ને ભાજી તે ભલી,
સુંદર શીરો ને રોટલી. ૩
પાંચે પકવાનો કહેવાય,
જમતાં જમતાં અતિસુખ થાય.
વડાં પાપડ ને સેવો સાર,
તળ્યા ચણાનો સ્વાદ અપાર. ૪

શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ.

---

## पाठ ९. आंबा.

મરવા કાછીઓ શાખો ટોપલા આફૂસ
કલમ થીર

જુઓ, આ આંબાનું ઝાડ કેવું મોટું છે! કહો વારુ, એ પડી કેમ નથી જતું? એનાં મુળ ભોંયમાં ઊંડાં છે તેથી તે ટટાર ઊભું રહે છે. જેમ આપણે પગવડે થીર ઊભાં રહીએ છીએ, તેમ ઝાડ પણ મુળવડે ઊભું રહે છે. મુળીઆં ન હોય તો તે પડી જાય. ઝાડને થડ, ડાળાં, ને ડાળીઓ હોય છે. થડ તે વચલો ગોળ ભાગ, જેમાંથી ડાળાં નીકળેલાં હોય છે. તે ડાળાંમાંથી બીજી નાની ડાળીઓ ફૂટેલી હોય છે. ડાળીઓપર પાંદડાં હોય છે. આ આંબાને બહુ ડાળાં, ડાળીઓ, ને પાંદડાં છે. અને ફૂલ કેટલાં બધાં આવ્યાં છે. આંબાના ફૂલને મોર કહે છે. ઝાડ બધું મોરથી ભરાઈ ગયું છે. હવે થોડા દિવસમાં એ મોર તો ખરી પડશે, ને મરવા બેસશે. પહેલાં તો તે ઝીણા ઝીણા વટાણા જેવડા થશે; પછી સોપારી, ને લીંબુ જેવડા થશે. એવા નાના મરવા ખાઈએ

તો તૂરા લાગે, પણ થોડા દહાડામાં તો એ વધીને મોટી મોટી કેરીઓ થશે. મરવામાં ગોટલી હોય છે. જેમ મરવા મોટા થાય છે તેમ તેમાં છીણ બંધાય છે. ત્યારે ગોટલીઓ પણ કઠણ થાય છે ને પછી તેના ગોટલા થાય છે. કાચી કેરીનાં લોક અથાણાં કરે છે. જ્યારે ખરો તાપ પડશે ત્યારે કેરીઓ પાકશે. કાચી કેરી ખાટી લાગે, પણ પાકી તો ગળી લાગે.

આંબાપર શાખો લટકેલી તમે દીઠી છે? કાચીકેરી પાકવાપર આવી હોય, અને પોચી પડી ગઈ હોય, તેને શાખ કહે છે.

જેનો એ આંબો હશે તે કેરી વેચશે, અને બજારમાં ટોપલા ભરીને વેચવા બેસશે. ત્યાંથી જેને જોઇએ તે પૈસા આપીને લઈ જશે. મુંબઈમાં આફૂસ અને કલમની કેરી વેચાય છે, તે આ કેરીઓ કરતાં ઘણી સરસ હોય છે.

---

## પાઠ ૧૦. માબાપના કહ્યામાં રેહવું.

| | | | |
|---|---|---|---|
| આજ્ઞા | ધર્મ | ભોગવવું | આભાર |
| સંભાળ | પાડ | બદલો | ભુંડા |

છોકરાંએ માબાપ કહે તેમ કરવું. એનું કારણ એ કે એવી પરમેશ્વરની આજ્ઞા છે. બીજું, માબાપની આજ્ઞા માનવી એ નાનાં છોકરાંનો ધર્મ છે, કેમકે નાંનાં છોકરાં સારૂં નરસું વિચારી શકતાં નથી. તેમની સંભાળ માબાપ લે છે. તેઓ જે જોઇએ તે પૂરૂં પાડે છે. છોકરાંકને જે કંઈ હોય તે બધું તેમનું આપેલું હોય છે, માટે તેમના કહ્યાથી જરા આડું ચાલવું નહીં; જે કહે તે માનવું ને તેમ કરવું. ફકત જૂઠું બોલવું કે ચોરી કરવી કે એવું બીજું ખોટું કરવાનું તે કહે તો તે નકરવું.

છોકરાં જ્યારે મોટાં થાય છે, ને પોતે રળીને પોતાનું ઘર નભાવે છે, ત્યારે તેમણે પોતે ભલા ભુંડા કામનો વિચાર કરી ચાલવું, ત્યારે પણ માબાપને બહુ માન આપવું, ને તે રાજી રહે તેમ કરવું; કેમકે જુઓ, છોકરાંને માબાપે કેટલી મેહેનત કરી ઉછેર્યાં છે, ને કેટલું દુઃખ વેઠ્યું છે. કેટલાં બધાં વરસસુધી સંભાળ લઈ

ખવરાવી પીવરાવી, લુગડાં લત્તાં પૂરાં પાડી, તથા ભણાવી ગણાવી મોટાં કર્યાં; તે ઘરડાં થાય ત્યારે તેમનો આભાર ન માનો, અને તમારો ધર્મ ભૂલી જાઓ તો કેવું ખોટું! તેમના હેતનો ને મેહેનતનો પાડ માની બદલો વાળવાની વેળા તો એજ છે, માટે તમારાથી તેમને જેમ મદદ થાય તેમ કરવી, ને જેટલી સંભાળ લેવાય તેટલી લેવી. તેમને રાજી રાખવાં, ખજવવાં નહીં.

---

## પાઠ ૧૧. નઠારો નિશાળીઓ શું કરે છે.

પરખવું     બેફિકરૂં     કાયર

તે નિશાળે મોડો આવે. બીજા સૌ બેઠા પછી પોતે બેસે, જ્યારે તે વાંચવા કે પોતાનો પાઠ બોલવા ઉઠે, ત્યારે તેના ટાંટિઆ ઠરતા નથી. પોતાનો પાઠ પૂરો શીખતો નથી, ને ઘરભણી જતો નથી. ઘેરથી લખી લાવવાનું મેહેતાજીએ કહ્યું હોય તે બરાબર લખતો નથી. તે જોડણી કરવામાં ભૂલો કરે છે. વાંચતાં વાંચતાં ઠામ ઠામ એટલો અચકાય છે કે તે આપણે સમજીએ પણ નહીં. વાંચી રહે ત્યારે જાણે પોતાની ભૂલોને માટે શરમાતો હોય તેમ માથું નીચું ઘાલે એ સૌ એના આળસથી ને બેફિકરાઈથી થયું.

તેના મેલા હાથ ને મેલી ચોપડીઉપરથી તમે નઠારા નિશાળીઆને ઝટ પરખી કાઢો. ચોપડી મોંઆગળ પડી હોય તો પણ તેમાં જુએ નહીં. વર્ગમાં બેફિકરા જેવો બેઠો રહે. પાઠમાં શું કહ્યું છે એ કાંઈ જાણે નહીં. એના દસ્કત જોઈને હરકોઈ તરત કહેશે કે એ બેવકૂફ છે. કેવા ઉતાવળે લખ્યા છે! કેવા વાંકા ચુંકા, ને ડાઘા કેટલા બધા પડ્યા છે! હિસાબમાં પણ ઘણી ભૂલો કરે; એની કોઈ ચોપડી અહીં અથડાય, કોઈ અહીં પડેલી, ને ત્યારે જોઈએ ત્યારે શોધવી પડે; પાસે બેઠા હોય તેમની જોડે વાતો કર્યાં કરે, પડે ભણે નહીં, ને બીજાને ભણવા દે નહીં; ચોપડી વાંચવી કે પાઠ કરવો કડવો ઝેર જેવો લાગે; આખો દહાડો રમવામાં મન રાખે, ને છૂટીની વાટ જો જો કરે; મેહેતાજીને કાયર કરે; નિશાળીઆને નડે; નિશાળમાં મસ્તી કરે; પોતાનાં માબાપને દુઃખ દે; ને જાતે ફજેત થાય.

## પાઠ ૧૨. નઠારા નિશાળીઆવિષે.—ભાગ ૧.

ગુરૂજી સમીસાંજ પાથ લવારો ગવાળો પોથી લીખ

ભુજંગી છંદ.

બીજા સર્વ પેઠા પછી આપ પેસે,
બીજા સર્વ બેઠા પછી આપ બેસે;
ન ધારે ગુરૂજી કહે તેજ ધારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૧

સમીસાંજ સૂવા તણી વાત સૂઝે,
પછી પાઠ તે વાંચતાં પાય ધ્રૂજે;
લખે જેમ લીટા ભણે તો લવારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૨

ભલી જોડણી તે નહીં જોડી જાણે,
અતિરો ન ચિંતાથકી ચૂક આણે;
ભરે લેખણો ભાગીને જેમ ભારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૩

કરે હાથ મેલા થકી પોથી મેલી,
ઘણો તો ગવાળો ભરે જેમ થેલી;
શીખ્યો લેખીએ લૂગડાંમાં હજારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૪

---

## પાઠ ૧૩. નઠારા નિશાળીઆવિષે.—ભાગ ૨.

| આરો | સંગ | પ્રકાશવું | રૂપ | કર્મ |
|---|---|---|---|---|
| માકડો | પિતા | માતા | પુત્ર | ક્ષત્ર |

---

વડી વાર વાતે વળે વાત વાળો,
તમે બાળકો તેતણો સંગ ટાળો;

ન આવે કશી વાતનો એક આરો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૫
ભડે ને વઢે કાં પડ આડ પાસે,
પછી આપનું રૂપ પૂરૂં પ્રકાશે ;
ખરો બોલ લાગે સુણી ખૂબ ખારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૬
નિશાળે ગુરૂને નડે કર્મ ફૂટ્યો ;
છૂટે તો પછી માકડો જેમ છૂટ્યો ;
પિતામાતને તે નહીં પુત્ર પ્યારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૭
ઘણે જોર નિશાળમાં લાવી ઘાલો,
નહીં ઠીક શીખે રહે ઠોઠ ઠાલો ;
ભરે ભાખીને પેટ કાં ચેરી ભારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૮

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૧૪. એક આનો કમાયો.

પત સારૂં

જીવણ—અલ્યા વનમાળી, આજે આપ તો આપણે ઉજાણી જઈએ.

વનમાળી—ભાઈ, મારી કને પૈસા નથી.

જીવણ—નથી તો ચાલશે, હું આજ એક આનો કમાયો છું. તેનાં કેળાં, બરફી, અને આદુ લાવી ખાઈએ.

વનમાળી—આનો ક્યાંથી કમાયો, અલ્યા!

જીવણ—મારી પેલી ચોપડી હતી કે ની, તે કાશીઆને બે આને વેચી.

વનમાળી—એક આને તો એવી નવી મળે છે, તો તને બે આના શાના આપ્યા?

જીવણ—એની તેને ખબર નથી. એવડા નાના બાળકને

ક્યાંથી ખબર પડે. મેં કહ્યું કે એના મને ત્રણ આના પડ્યા છે ત્યારે તેણે ખુશીથી બે આના આપ્યા.

વન૰— અરે લુચ્ચા, તેં તો એક આને લીધી હતી ને ત્રણ આના કેમ કહ્યા? તે બાપડાને છેતર્યો.

જીવ૰—એમાં લુચ્ચો શાનો? મેં ત્રણ આના આપ્યા એમ ન કહ્યું હોય, તો તે મને બે આના આપે નહીં.

વન૰—જેણે તારાઉપર વિશ્વાસ રાખ્યો તેને બે ચાર પૈસાસારૂ જૂઠું બોલી ઠગ્યો. જા તારું કાળું કર. લુચ્ચા, ઠગ, હું તારું મોં નહીં જોઉં. જા, તારા હરામના પૈસાની તુંજ ઉજાણી કર; હું કાશી-આને એ વાત કહીશ; એના તો ચાર પૈસા ગયા પણ તારી તો જન્મસુધી પત ગઈ. હવે તારું કહ્યું કોણ માનશે? ને તારો વિશ્વાસ કોણ કરશે? સૌ તને જૂઠો ને ઠગ કહીને કાઢી મૂકશે.

જીવ૰—ના ભાઈ ના, ફરી ફજેતી કરીશ માં; હુંજ કાશીઆને કહીશ, ને એનો આનો પાછો આપીશ.

વન૰—તો ઠીક ત્યારે, આ વખત હું કોઈને નહીં કહું; પણ હવે એવું કોઈ દહાડો કરીશ મા. મેહેતાજી સાહેબે કહ્યું હતું કે સાટું સારું કર્યું એમ ક્યારે જાણવું કે વેચનાર ને લેનાર કોઈ છેતરાય નહીં, એ ભૂલી ગયો? કોઈને છેતરવું એમાં ખરો નફો નથી, માટે ફરીથી એવું પાપ કરીશ મા.

---

## પાઠ ૧૯: દેવ અને ગાડીવાનની વાત.

ખંત ઉદ્યમ

એક માણસ ગાડું હાંકતો હાંકતો વગડામાંથી આવતો હતો, એવામાં બહુ ઉંડો અને ચીકણો કાદવ આવ્યો જેમાં ગાડાનું પૈડું ખૉટી બેઠું તે નીકળે નહીં. ઘણી વારસુધી વાટ જોઈ પણ કોઈ માણસ ત્યાં આવ્યું નહીં, ત્યારે ગભરાઇને રોઈ પડ્યો, અને દેવને વિનતિ કરી કે મને સહાય થા, એટલે આકાશમાંથી વાણી થઈ કે તું મુરખ જણાય છે, હાથ પગ જોડીને બેશી શું રહ્યો છે? ઊઠ, ને એક હાથે પૈડાને ટેકો દે, ને બીજે હાથે બળદને જોરથી હાંક. એટલે

હું તને મદદ કરીશ. જે માણસ આળસુ થઇને બેશી રહે છે તેને હું સહાય થતો નથી, પણ જે ઉદ્યમ કરે છે તેનેજ હું આશરો આપું છું. ગાડીવાને તેમ કર્યું એટલે પૈડું નીકળ્યું, ને ગાડું ચાલવા માંડ્યું.

આ જોડી કાઢેલી વાતઉપરથી એમ સમજવું કે પોતાના કામ સારૂ બીજાઉપર ભરોસો રાખે છે, તેનું કામ બરાબર થતું નથી પોતાનું કામ કરવાની ખંત તે પંડેજ રાખવી, બીજાઉપર જેમ થોડો આધાર રહે તેમ સારૂં. આપણું સારૂં કરવાની જેવી આપણને ગરજ છે તેવી બીજાને હોય નહીં. બાજું, પરમેશ્વરપર આધાર રાખીને જે બેશી રહે છે તે બહુજ ખોટું કરે છે, ને પરમેશ્વરનો તે ગુનો કરે છે, કેમકે આળસુ થવાની પરમેશ્વરની આજ્ઞા નથી. જે મેહેનત કરતું નથી, તેને તે સહાય થતો નથી. ઉદ્યમ કરે છે તેનુંજ તે ભલું કરે છે.

---

## पाठ १८. केळ.

### તાપોડીઆં સોનેરી કુંકણી

એ ઝાડ જે દેશોમાં તાપ પડે છે ત્યાં ઘણાં ઊગે છે. એનું થડ બાર હાથસુધી ઉંચું હોય છે. એને મથાળે આસપાસ આઠ દશ પાંદડાંનો જથો હોય છે. એ પાંદડાં ઘણાં મોટાં હોય છે, ને તેની વચમાં જાડી દાંડી હોય છે. ઊગવા માંડ્યાપછી ચૌદથી તે સોળ મહિનાસુધીમાં ફળે છે, ને ફળ્યાપછી મરી જાય છે. પણ મુવા પેહેલાં તેની બાજુઓમાંથી પીલા ફુટે છે. કેળને એકજ લૂમ થાય છે, તેપર ૧૫૦ સુધી કેળાં હોય છે. એવું કહે છે કે એટલી ટુંકી મુદતમાં એટલો બધો મેવો બીજા કોઈ ઝાડપર થતો નથી. આ દેશમાં ઘણુંકરીને એને લોક પકવીને ખાય છે. કોઇવાર કાચાં કેળાંનું શાક કરે છે. કે તેને બાફીને તેની પુરીઓ કરીને ફરાળમાં ખાય છે. અમેરિકા ખંડના કેટલાએક લોકની મુખ્ય ખાવાની જણસ કેળાં છે. કેળનાં પાંદડાંમાંથી તથા તેની દાંડીમાંથી રેસા નીકળે છે તેનાં સારાં દોરડાં વણાય છે.

કેળાંની જાતો ઘણી છે. તેમાંની બે જાત ઘણુંકરીને ગુજરાતમાં થાય છે. એ બે જાતનાં નામ તાપોડીઆં ને સોનેરી છે. તાપોડીઆં લાંબાં ને જાડી છાલનાં હોય છે. તેની વચમાં જાડી નસ હોય છે. એને કોઈ લોક ખાંસડીઆં કેળાં કહે છે. સોનેરી કેળાં જરા નાનાં હોય છે, અને તેની છાલ પાતળી હોય છે. તેની વચમાં જાડી નસ હોતી નથી. સોનેરી કેળાં સ્વાદે તાપોડીઆંકરતાં સરસ હોય છે. કેટલેક ઠેકાણે સોનેરી કેળાં સારાં થતાં નથી. જ્યાં ઊગે છે ત્યાં બારે માસ આવતાં નથી. મુંબઈમાં લાલ તથા લીલી છાલનાં કેળાં થાય છે. તે પાકે છે ત્યારે પણ તેની છાલ તેવીજ રહે છે. એ બેમાંથી લાલ છાલનાં કેળાં બહુ સરસ હોય છે. પાકાં કેળાંને સૂકવે છે. એ સૂકવેલાં કેળાં કોહોતાં નથી, ને જ્યારે જોઈએ ત્યારે ખવાય છે. એને ફુકણી કેળાં કહે છે.

---

## પાઠ ૧૭. વાંદરા.

નીળ  કાઠું  પવાલું

ગરમ દેશમાં, એટલે જે દેશમાં તાપ બહુ પડે છે, ત્યાં વાંદરા હોય છે. એ ઘણી જાતના હોય છે. આ દેશમાં ત્રણ જાતના થાય છે, તેમાંમાં એક જાતના વાંદરાનાં મોં કાળાં હોય છે. બીજી જાતના આખે ડીલે કાળા હોય છે, ને તેમને નીલ વાંદરા કહે છે. એ બેઊની પૂછડી બહુ લાંબી હોય છે. ત્રીજી જાતના વાંદરા થાય છે તેમનાં મોંનો રંગ લાલ હોય છે, ને તેમનું કાઠું ઘણું મોટું હોતું નથી. એ જાતને માકડાં કહે છે. વાંદરામાં કૂદવાનું જોર ઘણું હોય છે. એમનાં બચ્ચાં પોતાની મા મોટી મોટી ફાળ મારે છે, ત્યારે તેમને પેટે વળગી રહે છે, ને કદી પડી જતાં નથી. વાંદરા ઘણુંકરીને ઝાડનાં પાંદડાં ને ફળ ખાઈને જીવે છે. પક્ષીનાં ઈંડાં હાથ લાગે તો તે ખાય, ને ગામમાં રહેતા હોય, ને વખતે લોકનાં ઘરમાં પેંસવાનો લાગ ફાવે, તો રાંધેલું ધાન્ય કે કાચું અનાજ પણ

ખાઈ જાય. વાંદરામાં ઘણું જોર હોય છે, ને કોઈવાર માણસની સામા પણ થાય છે. વાંદરાનાં બચ્ચાંને પાળી કેટલાંએક માણસ તેમને નાચતાં ને રમતાં શીખવે છે.

બીજાં બધાં જનાવરોકરતાં એના શરીરનો ઘાટ માણસના ઘાટ જોડે મળતો આવે છે. એશિઆની દક્ષિણમાંના બેટોમાં તથા આફ્રિકામાં કેટલીએક જાતના વાંદરા થાય છે, તેઓને પૂછડી નથી હોતી. તે બે પગે ચાલે છે. તે ઝાડમાં પાંદડાંવાળી ડાળાઓમાં ઝુંપડી કરી રહે છે. તેને આખે ડીલે વાળ ઘણા હોય છે, તો પણ અજાણ્યો માણસ આઘેથી જુએ તો ભૂલમાં એને જંગલી માણસ જાણે.

એક વાર એક વાંદરાને વાહાણમાં બેસાડી વિલાયત લઈ ગયા હતા. તે વાહાણના ખારવાસાથે હળી ગયો. તેને તેમનાં જેવાં લગડાં પહેરવાં બહુ ગમે, તેમની સાથે બેશીને ખાય, ને પવાલે પાણી પીએ. વિલાયત પહોંચ્યાપછી થોડે દહાડે ટાઢથી તે બિચારો મરી ગયો; પણ જો વાંદરાને ત્યાં સંભાળીને રાખ્યા હોય તો જીવે ખરા.

---

## પાઠ ૧૮. ખોદે તે પડે.

દાનત શીધ.

ચારચોર હતા તેઓ એક મોટા શેહેરમાં નગરશેઠને ઘેર ચોરી કરીને ઘણો માલ લાવ્યા હતા, તે વહેંચી લેવાને એક ઝાડીમાં પેઠા. ત્યાં તેમાંથી એક બોલ્યો કે ચોરી કરતાં આપણે ઘણા દિવસ ભૂખ અને તરસ વેઠી છે, માટે આપણે આજ નિરાંતે ખાઈએ. એ વાત બીજાને ગમી, તેથી બે જણને કાંઈક ચોરીના માલમાંથી આપીને શેહેરમાં મોકલ્યા. રસ્તામાં આવતાં તે બે ચોરના મનમાં વિચાર ઊઠયો કે આપણને ચોરી કરતાં કરતાં મરવાની વખત આવી પણ તાલેવાન થયા નહીં, ને આપણને મળેલો માલ ચારે ભાગે વહેંચેથી ઓછો આવશે, ને તેથી ચોરી કરવી આપણે કપાળે ચોંટી રહેશે, માટે બીજા બેને મારી નાંખીએ તો આપણે બેને હમણા કરતાં બમણો ભાગ આવે. એવો વિચાર કરી કંદોઈની દુકાનેથી

બરફી, જલેબી, વગેરે મીઠાઈ લઈને તેમાં ઝેર ઘાલ્યું. એવામાં પેલા બીજા બે ચોર વગડામાં બેઠા છે તેમના મનમાં પણ એવોજ વિચાર આવ્યો, ને ધાર્યું જે શહેરમાં જે ગયા છે તે ખાવાનું લઈ આવે, તેવીજ તરવારથી મારી નાંખવા. એટલામાં પેલા બે ખાવાનું લઈને આવ્યા, અને તેમની આગળ મૂકયું. તેવાજ તરવારથી પેલાએ તેમને મારી નાંખ્યા. પછી ખુશી થઈને પેલી ઝેર ઘાલેલી મીઠાઈ ખાધી, તેથી તે બે પણ મરી ગયા. એવી રીતે એક એકના ઊપર દાનત બગાડી ત્યારે તે સર્વનું મોત થયું, અને માલ માલને ઠેકાણે રહ્યો, ને ચોરનાં મડદાંને કાગડા, કૂતરાં, ને ગીધે ફોલી ખાધાં. કહેવત છે કે "चोरनो मा चंडाळे जाय ने पापी हाथ घसंता जाय."

## पाठ १९. माखीनुं बच्चुं.

એક નાનું માખીનું બચ્ચું પોતાની માની જોડે ભીંતઉપર બેઠું હતું. માને ત્યાંથી જવું પડયું તેથી જતી વેળાએ બચ્ચાને કહ્યું, હું હમણા આવું છું, તું અહીંજ બેસજે, હું આવું ત્યાંસુધી જઈશ માં.

બચ્ચે પૂછયું, કેમ વારૂ બા?

માખી કહે છે, જો, પેલું ઉકળતું તળાવ જોયું? ચૂલાઊપર નહાવાનું પાણી ઉકળતું હતું, તેની ભણી આંગળી કરી દેખાડીને કહ્યું કે એની પાસે જઈએ, તો મહા ખોટું થાય.

બચ્ચું.—કેમ એની કને જાઊં તો શું ખોટું થાય?

મા.—એમાં તું પડી જાય, બાપુ; એમાં પડે તે મરી જાય છે; તું ત્યાં જઈશ માં.

બચ્ચું.—શાથી મરૂં મા?

મા.—તે તો હું નથી જાણતી, પણ મેં એવું બહુ જોયું છે વાસ્તે કહું છું, માટે તારે માનવું. જે માખીનું બચ્ચું ત્યાં ગયું છે તે તેમાં પડી મુઊ છે, કોઈએ ઉગર્યું નથી. બચ્ચાના મનમાં શીખામણ લાગી હશે એવું સમજીને તેની મા ઉડી ગઈ. પછી બચ્ચું માની શીખામણને હસવા લાગ્યું, ને પોતાના મનસાથે બોલ્યું કે આ

એશીને બહુજ ફિકર છે. જેમ જેમ એનાં વરસ વધે છે, તેમ તેમ અકલ ઘટે છે. તળાવકને જરા ઊંડું ને રસું, એમાં એના બાપની શી પુંજી જવાની હતી? શું મારે પાંખ નથી? ને ઉડતાં નથી આવડતું? ઘરડાં માણસને ડાહી ડાહી વાતો કરવાની ટેવ બહુ હોય છે, પણ તેમના કહ્યાપ્રમાણે કરવું મને કેમ ગમે? હું તો મારે ત્યાં જઈશ. જોઉં તો વારુ શું થાય છે?

એમ કહીને ઉકળતા પાણીના ચરૂભણી ઉડયું; ત્યાં પહોંચતાંજ ઉની વરાળ લાગી કે તમર ખાઈ ચરૂમાં પડયું. મરતાં મરતાં બોલ્યું કે જે છોકરાં માબાપનું કહ્યું નથી કરતાં તે આમ દુઃખ પામે છે. અરે! મેં આ શી મુરખાઈ કરી જે માની શીખામણ માની નહીં! માની હોત તો મારી આ વલે થાત નહીં.

નાદાન છોકરાંને મા, બાપ, મેહેતાજી, કે બીજું કોઈ સારી શીખામણ દે તે કડવી લાગે છે. પોતાને ડાહ્યાં ગણીને શીખામણ માનતાં નથી, ને પોતાની મરજીપ્રમાણે કરે છે, એવાં છોકરાં આ માખીના બચ્ચાની પેઠે દુખી થાય છે.

---

## पाठ २०. माखीनुं बच्चुं.

**ઉનામણો ચોટ ડોળવું તત્કાળ અંજાઈ વિનાશ**

દોહરો.

માખી બોલી મુખથકી પ્યારાં બચ્ચાંપાસ,
જઈ આવું હું જ્યાંસુધી ઉડીશ માં આકાશ. ૧
ઉકળે છે ઊનામણો, જે તું પાસે જાય,
ચૂકે ફરતાં ચોટ તો, જીવનું જોખમ થાય. ૨
એમ કહી એ તો ગઈ, બચ્ચું બુદ્ધિ બાળ
દિલમાં ડાહપણ ડોળવા તે લાગ્યું તત્કાળ. ૩
ઘરડાં તો વાતો ઘણી કરે વધારી વેહેમ.
ઊડી ફરતાં આટલે કહો મરીશ હું કેમ. ૪
એમ કહી ઊડી ગયું, પહોંચ્યું પાણી પાસ,
અંજાઈ એમાં પડયું, વળતી થયું વિનાશ. ૫

બોલવું મરતાં બોલ તે, જે ચાલે આ ચાલ,
માને નહીં માબાપનું, તો તેના આ હાલ. ૬

દ૦ દ૦ ડા૦

---

## पाठ २१. साचो छोकरा.—भाग १.

વર્ગ ભોગજોગે નંબર

કેશવલાલ કોઈ દહાડો જૂઠું બોલ્યો હોય એવું કોઇને સાંભરતુ નથી. તે રોજ સાચું બોલે, ખોટું કામ કરે નહીં, ને અજાણતાં થઈ ગયું હોય તો કહ્યાવિના રેહે નહીં. એની નિશાળમાં એવો ધારો હતો કે ભણતી વેળા કોઈએ જરા વાત ન કરવી. એ ધારો તોડે તેના નંબરમાં ૨૫ વધારે. કેશવલાલને તેના બાપે કહી મૂક્યું હતું કે આ મહિનામાં તારૂં નામ પેહેલું આવશે તો તને રમવાની નાનીસરખી ગાડી ને તેને જોડવાને લાકડાનો ઘોડો આપાવીશ.

નિશાળના વાડામાં લીમડાનું ઝાડ હતું. એ ઝાડની સામેની બારીઆગળ કેશવલાલનો વર્ગ બેસતો. ભોગજોગે એક દહાડે એક વાંદરી બચ્ચું પેટે વળગાડી લીમડાપર આવી બેઠી, ને આ ડાળેથી આ ડાળે કૂદે. એવામાં કેશવલાલે ચોપડીમાંથી મોં કાઢીને તેણીમેર જોયું. વાત ન કરવાનો ધારો સરતમાં નહીં રહ્યાથી તેની પાસેના છોકરાને કહેવાઈ ગયું, નરોતમ જો જો, પેલી વાંદરી બચ્ચાંને લઈ કેવી કૂદ કૂદ કરે છે.

નરોતમ હસીને બોલ્યો, અરે! એ કયાંથી આવી! કેશવલાલે કહ્યું, ના રે હું ભૂલ્યો, આપણે વાત ન કરવી જોઈએ.

એટલામાં વાંદરી હેઠે ઉતરી, ને બચ્ચું છૂટું પડી બારીભણી ચાલ્યું. તે જોઈ નરોતમ બોલ્યો, એ તો નિશાળે ભણવા આવે છે. એને આપણી પાસે બેસાડીશું. એની મા એને મૂકવા આવી હશે ખરે? મેહેતાજીએ એ સાંભળ્યું ને પૂછ્યું, તું વાત કરે છે કે?

નરોતમે જવાબ દીધો, નાજી, મેં બહુ વાતો નથી કરી : એમ કહી નીચું ઘાલી વાંચવા મંડ્યો. મેહેતાજીએ કહ્યું, થોડી પણ કરી તો ખરી. તારા નંબરમાં ૨૫ ઉમેરીશ.

## पाठ २२. साचो छोकरो.—भाग २.

### ટેબલ.

કેશવલાલને બાપની કહેલી રમવાની ગાડી ને ઘોડો, સાંભર્યાં તો ખરાં, પણ છાતી ચલાવીને સાચું બોલી ઉઠ્યો કે સાહેબ, મેં પણ રજાવિના વાત કરી, માફ કરજો.

મેહેતાજી બોલ્યા, મારા જાણ્યામાં નહોતું.

કેશવલાલે કહ્યું, મેં પેહેલી વાત કરી. હું બોલ્યો ન હોત તો કદાપિ નરોતમ પણ વાત ન કરત. હું ભુલ્યો.

મેહેતાજી—તો તારા નંબરમાં પણ ૨૫ ઉમેરીશ. પણ તેં કશી વાત છાની રાખ્યાવિના ખરેખરૂં કહી દીધું, તેથી તું સાચો છોકરો છે. છાનું રાખવું તે જૂઠું કહ્યાબરાબર છે. તેં ધારો તોડ્યો એ ખોટું કીધું, પણ પછી તેં માન્યું, એ બહુ સારૂં કર્યું.

કેશવલાલના નંબરમાં અગાઉ કોઈવાર ૨૫ ઉમેર્યા નહોતા, માટે આ વેળા તેને ઘણી શરમ લાગી. ગાડી મળવાની હતી તે ગઈ, ને તેથી જે જે રમવાના વિચાર કર્યા હતા તે ફોકટ ગયા. તે સાંભર્યું તે વારે બહુ ખોટું લાગ્યું, ને રડવા જેવું મોઢું થયું, પણ ધીરજ રાખી રોયો નહીં.

ત્યારકેડે કેટલેક દહાડે એવું બન્યું કે મેહેતાજી સાંજરે ઘેર જતી વેળા એક પાવલી નિશાળની ટેબલ ઉપર ભુલી ગયા. બીજે દહાડે કેશવલાલે સૌથી પેહેલાં આવી નિશાળ ઉઘાડી. મેહેતાજી આવ્યા, ને જુએ છે તો પેલી પાવલી ટેબલપર મળે નહીં. પડપૂછ કરી ત્યારે સૌ છોકરાએ કહ્યું, અમે લીધી નથી ને દીઠીએ નથી. અમે આવ્યા ત્યારે ટેબલપર નહોતી. ત્યારે પૂછ્યું, આજ પેહેલું કોણ આવ્યું? સૌ બોલી ઉઠ્યા, કેશવલાલ, કેશવલાલ.

## पाठ २३. साचो छोकरो.—भाग ३.

### આળ

મેહેતાજીએ પૂછ્યું, કેશવલાલ, તેં પાવલી દીઠી છે?

કેશવલાલ—નાજી, હું એ પાવલીની વાત જાણતો નથી હું આવ્યો ત્યારે ટેબલપર પાવલી નહોતી.

મેહેતાજી બોલ્યા, ઘણું નવાઈ જેવું, પણ હું તારી વાત માનું છું; મને તારો ભરોસો છે. તું નિત્ય સાચું બોલે છે, ને તે દહાડે તારો વાંક પડ્યો હતો તે પણ વગર પૂછે માન્યો હતો. વારુ હું જોઉં છું, થોડી વારમાં જે હશે તે જણાશે.

છોકરાંને કોઇને સૂઝે નહીં કે પાવલી કોણે લીધી હશે, માંહે માંહે એક એકને કહે કે એ તો નક્કી કેશવલાલે તો નથીજ લીધી, તેને એવી ટેવ નથી. કાંઈ ખોટું કામ કોઈ ન જાણે એમ થયું હોય તો પણ તે કહી દે. જોની, તે દહાડે પેલી વાંદરીની વાતમાં કેવો સાચું બોલ્યો.

નિશાળ છૂટવાની વેળા થઈ ત્યાંસુધી ચોર પકડાયો નહીં, પણ તે વારે જે માણસ નિશાળમાં પાણી ભરતો હતો, તેણે આવીને મેહેતાજીના હાથમાં પાવલી મૂકી. મેહેતાજીએ પૂછ્યું પાવલી કેવી? તેણે કહ્યું, હું સવારમાં આવ્યો ત્યારે એ ટેબલપર પડેલી હતી. મેં જાણ્યું કોઈની પડી હશે માટે લઈ તમને ઘેર આપવા આવ્યો, પણ તે વારે તમે ઘેર નહોતા, માટે હવે અહીંઆં લાવ્યો. એ સાંભળી સૌ છોકરાં ઘણાં ખુશ થયાં.

કેશવલાલની ભણી જોઈ મેહેતાજીએ કહ્યું, લે, જો, તું ખરો પડ્યો, તારે માથેથી આળ ઉતર્યું. હવે મને તારો પૂરો ભરોસો બેઠો. તારી સારી ચાલને લીધે પાવલી તને આપી દઉં છું. તારી આબરૂ આથી ઘણી વધી. તારા બાપે તને ગાડી આપવાની કહી હતી તે ન અપાવી, કેમકે તારૂં નામ ૨૫ નંબર ઉમેર્યાનેલીધે પેહેલું ન આવ્યું. પણ તે તારાં વખાણ કરે છે ને તારાપર બહુ ખુશ છે.

---

## पाठ २४. बे बिलाडीओ ने वांदरो.



પંચાત આવકાર ન્યાય ત્રાજુડી
પલ્લાં બચકું ઈનસાફ કરગરી

એક ઠેકાણેથી બે બિલાડીઓ એક રોટલો લાવી: પણ વહેંચતાં વહેંચતાં તે વઢી પડી; પછી તે વઢવાડની પંચાત કરાવવામાટે એક વાંદરાકને ગઈ, તેણે એમને આવકાર દીધો. બિલાડીઓ બોલી જે આ રોટલાને વાસ્તે અમારે બે જણવચ્ચે વાંધો પડ્યો છે, માટે તમે જરા વચમાં પડીને એનો તોડ કાઢો તો સારું. વાંદરો બોલ્યો, ભલે બાઈઓ, તમે મારે ત્યાં ક્યાંથી! તમારો ન્યાય હું વાજબી રીતે કરીશ, કશી ફિકર રાખશો મા. પછી પેલા રોટલાના બે કટકા કર્યા, ને એક ત્રાજુડીનાં *પલ્લાંમાં એકેકો કટકો નાંખ્યો, એટલે એક પલ્લું નીચું નમ્યું. ત્યારે તેમાંનો કટકો કાઢીને તેમાંથી એક બચકું ખાધું, પછી બાકીનો પાછો પેલાં પલ્લાંમાં મુક્યો, ત્યારે પેલું બીજું પલ્લું નીચું નમ્યું, ત્યારે તેમાંનો કડકો લઈ કરડ્યો. જ્યારે તો બિલાડીઓ મનમાં સમજી, ને વાંદરાને કહ્યું, બાઈ, હવે જે છે તે અમને પાછો આપ, અમે અમારી મેળે સમજીશું. વાંદરે જવાબ દીધો, બાઈઓ, જરા ધીરજ રાખો, ઈનસાફને રાહે ઈનસાફ થશે. એમ કહી બેઉ કડકામાંથી વળી બચકાં ભર્યાં. બિલાડીઓએ

---

*પલ્લાં એટલે છાબડાં.

ભરાઇને પેલા વાંદરાને કરગરીને કહ્યું જે ભાઈ, કેમે કરતાં અમારો છૂટકો કર, ને આ જે કાંઈ થોડું ઘણું રહ્યું છે તે અમને પાછું આપ. પેલો કહે જે ના, એમ કેમ થાય? મેં આટલી વાર મેહેનત કરી તેનું મારે કાંઈ જોઈએ કે નહીં? માટે આ જે રહ્યું, એ તો મારી મેહેનતનું રહ્યું, એમાં તમારું કાંઈ લાગે વળગે નહીં. એટલું કહીને પેલા બાકીના કડકા ગટ કરી ગયો. ખાઈ રહીને મોઢું ઢાઉકું રાખીને કહ્યું જે બેનો, તમારી પંચાત થઈ ચુકી. હવે તમારે કશો વાંધો રહ્યો નથી. વાંધાનું જે મૂળ હતું, તેનો ઉપાય મેં તમારા દેખતાં કર્યો, તે તમે જાણો છો. હવે તમે સુખેથી ઘેર જાઓ; વળી કોઈ વખત આવું કામ હોય, તો મને બેલાશક સોંપજો. કહેવત છે કે "बेना लडाइमां त्रीजो खाइ जाय."

---

## પાઠ ૨૯. પ્રાણી.—ભાગ ૧.

પ્રાણી　　પશુ,　　પંખી　　માછલાં
ભૂકો　　અટકચાળાં　　ઉન

મેહેતાજી—ભાઇડા, બાઈડીઓ, છોકરાં, છોડીઓ, એ પ્રાણી છે; એવિના ઈશ્વરે બીજા કયાં કયાં પ્રાણી કર્યાં છે?

ગિરધર—પશુ, પંખી, માછલાં, ને કીડા.

મેહેતાજી—થોડાંક પશુનાં નામ દો.

પરશોતમ—ગાય, ઘોડા, ઘેટાં, બકરાં, કુતરાં, બિલાડાં.

મેહેતાજી—ઠીક, એ તો તમે રોજ જુઓ છો તે, પણ જેનાં તમે નામ સાંભળ્યાં હોય, કે ચિત્રેલાં જોયાં હોય તેવાં થોડાંકનાં નામ દો.

ગિરધર—વાઘ, રીંછ, વાંદરાં.

મેહેતાજી—કોઈ કોઈ ગામમાં વાંદરાં ઘણાં હોય છે.

પરશોતમ—હાજી, હું અમદાવાદ ગયો હતો ત્યાં બહુ વાંદરાં જોયાં. ત્યાં તો વાંદરાં છાપરે છાપરે કુદે છે, ને નળીઆંનો ભૂકો કરી નાંખે છે.

મેહેતાજી—બધાં જનાવરોમાં વાંદરાંનો ઘાટ માણસને બહુ મળતો આવે છે. વાંદરાં બહુ અટકચાળાં હોય છે.

ગિરધર—સાહેબ અટકચાળાં છોકરાંને વાંદરાં કહેતા હશે.

મેહેતાજી—એ તો ઠીક, પણ કહો, જોઈએ, માણસ અને પશુમાં શો ફેર છે?

પરશોતમ—માણસને વાચા છે.

મેહેતાજી—ખરું, ને બીજો શો ફેર છે?

ગિરધર—માણસને બે પગ છે ને પશુને ચાર.

પરશોતમ—પશુને પૂછડું હોય છે.

મેહેતાજી—હા. પણ ઘણાં પશુને છે ને માણસને નથી, એવું બીજું શું છે? મારી મરજી તમને વિચાર કરતાં શીખવવાની છે. તમે જાણતાં તો હશો કે માણસ પશુના જેવું નથી, પણ કેમ નથી? બોલો.

રણછોડ—અંગરખું, બંડી, પાઘડી, ને જે બીજું પહેરવાને જોઈએ, તે માણસને વેચાતું લેવું પડે છે, પણ પશુને ડીલે તો વાળ કે ઊન હોય છે, તેજ એનાં લુગડાં. તેથી એમ કહીએ તોપણ ચાલે કે તે લુગડાંસુદ્ધાં જન્મે છે, ને તેઓને લુગડાં તરફની હરકત પડતી નથી.

મેહેતાજી—બરાબર, ખરી વાત.

---

## પાઠ ૨૯. પ્રાણી—ભાગ ૨.

### રૂવાંટી રૂપાળા ઝાનં

મેહેતાજી—માણેકલાલ, હવે તું કહે. કયાં જનાવરને ડીલે વાળ હોય છે? ને કયાને ડીલે ઊન હોય છે? થોડાનાં નામ દે એટલે બસ.

માણેકલાલ—ગાય અને ઘોડાને વાળ હોય છે, ને ઘેટાંને ઊન હોય છે. બકરાને ડીલે જે છે તે વાળકરતાં જાડાં ને ઊનકરતાં પાતળા હોય છે.

મેહેતાજી—બહુ સારૂં, બિલાડીની ચામડીએ શું હોય છે?

ગિરધર—વાળ, પણ ઘોડા કે ગાયના જેવા નથી, તેથી વધારે સુવાળા ને ઘટ્ટ છે, તેને રૂવાંટી કહે છે, નહીં સાહેબ?

મેહેતાજી—હા, ને સસલાં, હરણ, ને બીજાં કેટલાંક જનાવરને પણ રૂવાંટી હોય છે. કોઈ જનાવરને વાળ, ઊન, કે રૂવાંટી એમાંનું.

કશું હોતું નથી. હાથીની ચામડીએ આછા વાળ હોય છે, પણ તેમ તેની ચામડીએ ઘણી જાડી હોય છે.

રણછોડ—વાઘને પણ રૂવાંટી હોય છે, નહીં સાહેબ ?

મેહેતાજી—ના, તે ટુંકા ને લીસા હોય છે માટે વાળ કહેવાય છે. વાઘના વાળ તો કાળા ચટાપટાવાળા ને રૂપાળા હોય છે. માણસ ને પશુમાં વધારે ફેર છે તે કોઈ જાણો છો ?

માણેકલાલ—હાજી, કોઈ કોઈ પશુને પગે ખરી હોય છે, જેમ ઘોડાને, ગાયને, ઘેટાંને. કોઇને પંજા હોય છે, જેમ કૂતરાને, બિલાડીને, ને વાઘને છે. કોઈ પશુના પગ આપણા જેવા નથી.

ગિરધર—પશુને હાથ નથી હોતા.

મેહેતાજી—ખરી વાત. કેટલાંએક પશુ પોતાના પગનાં આંગળાં ઝાલવાના તથા બીજા કામમાં લાવે છે ; જેમ કે બિલાડી, વાંદરો, રીંછ. એ પોતાનાં આંગળાં ને પગ હાથને ઠેકાણે કામમાં આણે છે.

માણેકલાલ—માણસ સીધાં ઊભાં રહે છે, પણ તેમ પશુથી ઉભું રહેવાતુ નથી.

મેહેતાજી—ખરું. માણસ ને પશુ વચ્ચેના ઘણા ફેર તમે કહ્યા. ચાલો તે ફરીથી ગણી જઈએ.

ગિરધર—પશુને વાચા નથી. આપણે બે પગ અને તેમને ચાર પગ છે. તેમને શરીરનું ઢાંકણ હોય છે, એટલે તેમને વાળ, ઊન, રૂવાંટી, કે જાડી ચામડી હોય છે. તેમનાં માથાં આપણી પેઠે ઉભાં નથી.

મેહેતાજી—હજી એક વાત કહેવી રહી ગઈ છે, તે એ કે સર્વને સરજનાર જે પરમેશ્વર તેનું જ્ઞાન પશુને નથી.

---

## પાઠ ૨૭. પ્રાણી ઉપર હેત રાખવાવિષે.

**હથોડે અનર્થ પ્રભુ મુવાળો શૂળી ગણેલ નમેરી**

**મનહર છંદ.**

ગમે તેમ રમે કોઈ સમે મન ભમે ત્યારે,
દયા તજી દમે પ્રાણીને પરોવી શૂળમાં ;

કાં તો પગ તોડ પછી છોડ, કાં તો આંખ ફોડ,
કાં તો મારે જોડ કે હથોડ દાટે ધૂળમાં;
એવો અનર્થ કરે અર્થ વિનાનો અતિ,
અંકુશ વિનાનો આગ મેલ ઝાડ મૂળમાં;
તજો તમે તેવાં પાપ ઈશ્વરથી ડરી આપ,
પ્રભુ પ્રીતે ધારો પ્રેમ પ્રાણીઓનાં કૂળમાં.

ક૦ દ૦ ડા૦

ચરણાકુળક છંદ.

પગ પાંખોને પકડી તોડે, રાજી થઈ જોવાને છોડે;
કેક મુવાળે ફાંસો ઘાલે, હાથ પગો તરફડતા ભાળે;
થળી કાંઇ સોયજ કેરી, ઘોંચી હાથે ધરે નમેરી;
પંખીપર જે ગલોલ મારે, તે પાપી ચિતમાં ન વિચારે.

આજમ દુરગારામ મંછારામ.

---

## પાઠ ૨૮. પાઘડી અને તોરો.—ભાગ ૧.

પેચ  મશકરી  ચાદર  ઓરવું  સકંજો

ઈશ્વરલાલ કરીને એક છોકરો હશે. તે રોજ નિશાળે ભણવા જાય. એક દહાડે બિલાડી અને વાંદરાની જોડલી વાત વાંચીને નિશાળેથી તરતજ ઘેર આવ્યો, અને લૂગડાં ઉતારી પોતાની પાઘડી ખીંટીપર મુકતાં મનમાં વિચારવા લાગ્યો, કે બિલાડાં ને વાંદરાં જેમ વાતો કરે છે તેમ પાઘડી લૂગડાં વાતચીત કરતાં હોય તો કેવી મજે પડે ! એટલામાં પાઘડીના ઉપલા પેચને વાચા થઈ ને બોલ્યો કે હુ તો પેહેલાં ઝાડને માથે બેસતો હતો, તે હવે તમારે માથે બેસું છું. તે સાંભળીને ઈશ્વરલાલ તો હસવા મંડ્યો, અને અચરજ પામીને બોલ્યો કે એમ હોયજ નહીં, તમે તો મશકરી કરો છો. ઝાડ કાંઈ પાઘડી પહેરે? ઝાડને માથુંજ કયાં છે? ત્યારે પાઘડી બોલી, શેઠ, તમે જાણતાજ નથી, હું ઝાડપર હતી ત્યારે તો મને કપાસ કહેતા. ખેતરમાં અમે બહુ મજા કરતા, હીંચકા ખાતા ને રમતા.

વળતી તો અમે બહુ સોબતી એકઠા થયા, તેવારે માણસનું ધાડું ને ધાડું અમે રમતા હતા તેણીમેર દોડી આવ્યું; તેમાં બાઈડીઓ, છોકરા, છોડીઓ સૌ હતાં. અમે તો જાણ્યું કે તે બધાં અમારી સાથે હીંચવા ને રમવા આવતાં હશે, પણ તે તો ખોટું પડ્યું. એ બધાંની પછવાડે તો ચાદરની ઝોળીઓ બાંધેલી હતી, તેમાં અમને પકડી પકડીને નાંખવા માંડ્યા. પછી સાંજ પડી કે મોટા ગાંસડા બાંધી વાડામાં લઈ ગયા. ત્યાં મોટા મોટા ઢગલા કરીને પછી એક ચરખો ફરતો હતો, તેમાં ઓરવા માંડ્યા એટલે અમારા સોબતી જે કપાસીઆ તેથી અમે તો છેક છૂટા પડ્યા. ત્યારપછી તો મોટા સંચા ફરતા હતા તેમાં અમને નાંખ્યા, ને અમારાપર દશ બાર માણસો ચડીને ઊભા રહ્યા, અને અમને પગવતી દાબવા માંડ્યા. અમે તો જાણ્યું કે હવે તો ચગદાઈને મરી જઈશું. થોડી વારે ટાટમાં અમને બાંધ્યા, ને દોરડાથી ખૂબ કસ્યા. એ ગાંસડીમાં અંધારું તો ખરું, પણ માંહે ઠેકાણે ઠેકાણે જાળીઆં હતાં, તેમાંથી અમે બહાર જોતા હતા.

---

## પાઠ ૨૯. પાઘડી અને તોરો.—ભાગ ૨.

ગુંગળાવું વેઠવું તાંત પૂણી મળસકું સતરીઓ
કાંતવું આંટી વેપારી વણકર રંગરેજ કસુંબી

પછી તો અમને ગાડામાં બેસાડ્યા. તેમાં અથડાતા કુટાતા શેહેરમાં આવ્યા. રસ્તે ટાઢ વાય, તડકો લાગે, ધૂળ ઊડે, તેથી અમે તો ગુંગળાઈ જઈએ. એવું એવું દુઃખ કેટલાક દહાડા વેઠ્યા-પછી અંતે અમારો બેહાર નીકળવાનો વારો આવ્યો. અમે જે ગાં-સડીમાં હતા તે છૂટી, એટલે થોડાં માણસો આવીને અમને લઈ ગયાં. તેમાં કેટલાંક તો દાઢીવાળાં, અને કેટલાંક તો દાઢીવિનાનાં હતાં. એમને પીંજારા કહેતા. તેમણે અમને તાંતપર ચડાવીને ખૂબ પીંજ્યા, ને ઝપાટા મારી મારીને અમારી ધૂળ કાઢી નાંખી. વળતી સળીપર ચડાવીને અમારી લાંબી ગોળ પૂણીઓ વણી. સવારે મોટા મળસ-

કામાં ઊઠીને ચકલે કે પોળને મોઢે સૂતરીઆકનેથી કેટલીક બાઈડીઓ આવીને અમને લઈ ગઈ. તેમણે આખો દહાડો રેંટીઆવતી અમને કાંતી કાંતીને અમારા લાંબા તાંતણા કરી નાંખ્યા. પછી અમારી આંટીઓ કરેલી હતી, તે વેપારી લઈ ગયા, અને વણનારને ત્યાં આપી. તે વણકરોએ અમને સાળપર ચડાવી વણ્યા, ત્યારે અમારો આવો લાંબો પાઘડીજેવો આકાર થયો. હવે અમને જરા નિરાંત વળી ખરી, કેમકે પછી તો અમને દુકાનની દોરીઓપર ચડાને ઘણા દહાડાલગી હીંચકા ખાવાનું મળ્યું. એ વેળા અમને ખેતરની વાત યાદ આવી.

એક દિવસ તમે ને તમારો બાપ તે દુકાનપર આવી મને લઈ ગયા. મારી જાત ને મારૂં પોત તમારા બાપને ગમ્યું.

એ બધી વાત ધ્યાન રાખીને ઇશ્વરલાલ સાંભળતો હતો તે બોલી ઊઠયો, હારે હા, ખરી વાત. હવે મને સરત આવી. પછી બાપા તને રંગરેજને ઘેર રંગવા આપી આવ્યા, ને તું કસુંબી રંગાઇને આવી કે મેં બંધાવી, અને મારે માથે ઘાલી.

---

## પાઠ ૩૦. પાઘડી અને તોરો—ભાગ ૩.

### ઓળખાણ ચળકાટ એચિંતું ચાંચવો

પાઘડી કેમ થઈ તે વાત સાંભળીને ઇશ્વરલાલ બહુ ખુશ થયો. પછી તે તોરો જોઇને કહેવા લાગ્યો કે આ તો કંઈ રૂનો થએલો હોય એવું જણાતું નથી. એની વાત તમે કોઈ જાણતા હો તો કહો ને? પાઘડી બોલી, ભાઈ, અમારે ને એને તો કંઈ આગલી ઓળખાણ નહોતી. પેલા વણકરને ત્યાં આવીને અમારી જોડે વણાયો ત્યારથી અમે એને જાણીએ છીએ. ત્યાર પેહેલાંની વાત એની મરજીમાં આવે તો એ પોતે કહે.

એવું કહેતાં તોરાના બધા તારમાંથી ઝણઝણાટ કરીને અવાજ નીકળ્યો, તેથી ઇશ્વરલાલ તો ગભરાયો, અને તેમનું બોલવું કાંઈ સમજ્યો નહીં. ત્યારે તેણે કહ્યું કે તમે બધા સાથે બોલો છો, તિકરતાં

એકાદ જણ તમારી વાત કહો તો ઠીક. તેપરથી છેક છેલ્લો તાર બોલવા લાગ્યો કે અમે તો ઘણા કાળલગણ ભોયમાં દટાઈ રહેલા હતા, તેવારે અમારામાં હમણાના સરખો ચળકાટ કે રંગ હતો નહીં, પણ બધે ધૂળ ધૂળ હતી. ક્યાંલગણ અમે તે ખાડામાં દટાઈ રહ્યા તે અમારાથી કહેવાય નહીં, કેમકે ત્યાં સુરજ ઉગતો નહીં, તો વરસ કેમ ગણીએ.

ઈશ્વરલાલ બોલ્યો, હાય, હાય, એવા ખાડામાં અને અંધારામાં કેમ રહેવાય ! હું તો ગુંગળાઇને મરી જાઉં.

પણ પેલો તાર બોલ્યો, અમને કંઈ લાગે નહીં તો; અમારે કંઈ આંખ, કાન, કે નાક છે?

એમ કરતાં કરતાં એક દહાડો અમે રહેતા હતા ત્યા ઓચિંતું અજવાળું પડ્યું. અમે મોં ઊંચું રાખી જોવા જતા હતા એટલામાં તો અમારાપર ધીબાધીબ ચાંચવાના ઘા પડ્યા. પછી કેટલાએક જણે અમને ટોપલામાં ભરીને બહાર કાઢ્યા. બહાર નીકળ્યા ત્યારે એટલું બધું અજવાળું અમે દીઠું કે હવે તો આંધળા થઈશું એવું લાગ્યું.

---

## पाठ ३१. पाघडी अने तोरो.—भाग ४.

લગડી ચીપ કાનસ જતરડો વેપ ચપટા મૂસ

પછી તો ખાંડી ખાંડીને અમારો ભૂકો કર્યો. ત્યારપછી અમારાપર પાણી રેડ્યું; ત્યારે માટી, ધૂળ, વગેરે જે અમારા ભાઈબંધ અમને વળગી રહ્યા હતા, તે અમારાથી નોખા પડ્યા.

વળતી અમને તો ભઠ્ઠીઉપર ચડાવ્યા, ત્યાં તો અમને તપાવી તપાવીને પાતળા પાણીજેવા કરી નાંખ્યા. પછી લાંબી લાંબી લોઢાની મૂસોમાં અમને રેડ્યા, એટલે અમે તો લાંબી લાકડીઓ જેવા થઈ ગયા, ત્યારે અમારૂં નામ રૂપાની લગડી પડ્યું.

થોડે દિવસે અમારે ને સોનાને ભાઈબંધાઈ થઈ. કોણે કરાવી અને કેમ થઈ તે સાંભળજો. પોહોળી પાટાજેવી ચીપનો વેષ લઈને સોનું આવ્યું. પછી એક માણસે અમને કાનસવતી ખૂબ

ઘસીને અમારાપર કાપા પાડ્યા; પછી પેલા પાટાને અમારા-
પર લપેટી શણની દોરીવતી ખૂબ કસીને બાંધી લીધા, અને ફરીથી
દેવતામાં મૂક્યા. એમ કરતાં અમારે ને તેને તો સ્નેહ થયો. એવો
સ્નેહ બંધાયો કે અમને જતરડામાં ઘાલીને ખૂબ તાણ્યા તોપણ
અમે એક બીજાને છોડ્યાં નહીં. પ્રીતની રીત તો એવી જોઈએ,
કેમ, ખરૂં કે નહીં, નાના શેઠ! એમ કરતાં કરતાં અમારો બહુ ઝીણો
તાર થયો, ત્યારે એરણપર મૂકી હથોડાવતી ચપડીને અમને ચપટા
કર્યા.

પછી અમારે બીજા એકની જોડે ઓળખાણ થઈ. તેનું નામ
હીર હતું. અમને ને જણાને એક ફિરકીપર ચડાવીને દોરા આમળે
છે તેમ આમળી કાઢ્યા. હવે તો અમારૂં નામ બદલાઈ ગયું.
પેહેલાં તો અમે રૂપાની લગડી બાઈ કહેવાતા, પણ હવે તો અમારૂં
નામ કસબ બાઈ પડ્યું. પછી એક જણે અમને પાઘડીની જોડ
રાચપર ચડાવીને લૂગડાની પેઠે વણ્યા, ત્યારે અમારૂં નામ તોરો
પડ્યું. હજુએ કોઈ અમને કસબ પણ કહે છે.

---

## પાઠ ૩૨. જૂઠું ન બોલવું.

નિર્દય   અપલક્ષણ   સલાહ   જૂઠાણું

જૂઠું બોલવું એ મહા પાપ છે. પાપી ને નીચ માણસનું એ
મોટું અપલક્ષણ છે. જૂઠામાં ગણાવું એના જેવું શરમ ભરેલું
બીજું થોડુંજ છે. જૂઠાનો સૌએ ધિક્કાર કરવો જોઈએ. તેમનો
કોઈને ભરોસો પડતો નથી; કોઈ વાર સાચું બોલે તો પણ કોઈ
માને નહીં.

હરેક જાતનું જૂઠાણું ધિક્કારવાજોગ છે. બીજાને નુકસાન
કરવાને જૂઠું બોલવું એ તો ઘણુંજ ખોટું છે. એ નિર્દય માણસનું
કામ છે. તમારો એક વાંક પડ્યો હોય તે ઢાંકવાને જૂઠું કહો ત્યારે
તમારા બે વાંક થાય છે. પોતાનો માલ પાછો લેવાને કે એક બીજા-
નો ગુનો છાનો રાખવાને જૂઠું બોલવું, એ પણ બહુજ માઠું છે.

જૂઠું તે જૂઠું છે, પછી ગમે તે મતલબથી કહો, માટે કદી જૂઠું બોલવું નહીં.

કોઈ નાનોસુનો વાંક જાણવામાં આવે કે તે હરખાતાં હરખાતા ઉઘાડો કરવાની હું સલાહ નથી આપતો. એ તો નીચ સ્વભાવ છે. ત્યારે તો જેમ ઘટે તેમ કરવું. પણ તે વિષે કોઈ પૂછે ત્યારે તો જે ખરૂં હોય તેજ કહેવું, અથવા ચૂપ રહેવું, પણ જૂઠું કહેવું નહીં.

એ પણ તમારે ખૂબ યાદ રાખવું, કે મોઢેથી જૂઠું બોલવું એ જેમ એક જાતનું જૂઠાણું છે, તેમજ ડોકી ધુણાવીને અથવા ઇશારત કરીને બીજાના મનમાં ખોટી વાત ઉતારવી, એ પણ એક જાતનું જૂઠાણું છે. તમારા બોલવામાં બે અર્થ હોય, અથવા તમારા મનમાં કાંઈ હોય, ને બીજાને કાંઈ કહેવું, એ પણ જૂઠું બોલવું છે, ને તેટલુંજ ખોટું છે. છેતરવું એ પણ એક જાતનું જૂઠાણું છે, માટે તેમાં પણ તેટલુંજ પાપ છે.

---

## पाठ ३३. कूतरो.— भाग १.

**શીકું તકાવવું છલંગ માંચી અંગારા સાચવવું**

કૂતરાને વાસ લેવાની શક્તિ ઘણી હોય છે. એક વખત એક માણસે લાડુનો દાબડો શીકાઉપર મૂક્યો હતો, તેની સોડમ કૂતરાને આવી હશે, તેથી પેલા શીકાતરફ તકાવીને છલંગ મારે. તે શીકું ઉચું હતું, એટલે તેની છલંગ દાબડાસુધી પૂગે નહીં. ત્યારે ત્યાં એક માંચી પડેલી હશે, તે દાંતેદાંતે શીકાનીચે ઘસડીને લાવ્યો, અને પછી તેઉપર ચડીને છલંગ મારી તે બરાબર શીકાને લાગી, ને દાબડો નીચે પડ્યો. પણ તેનું ઢાંકણું દીધેલું હતું, તેથી દાબડો પડ્યો તોપણ તે ઊઘડ્યું નહીં. પછી તે દાબડો ખસેડી ખસેડીને એક ભીંતપાસે લાવ્યો, ને ભીંતસાથે દાબડાને રાખીને પોતાના પંજા-વતી, તથા દાંતવતી એટલી તો મેહેનત કરી કે છેલે તે ઢાંકણું ઉઘાડી માંહેના સઘળા લાડુ ખાઈ ગયો.

એક વખત લોટામાં દૂધ ઊનું કરવાને અંગારાઉપર મૂક્યું હતું, તેને

ઘણી વાર થઈ ત્યારે દૂધ ઊનું થયું, ને પછી અંગારા ઓલાઈ ગયા, પણ દૂધ કોઈએ લીધું નહીં. ત્યાં એક કૂતરો આવ્યો તે લોટાના કાના મોંમાં ઘાલીને લઈ ગયો. તે લોટોએ ગયો ને દૂધએ ગયું. એક વખત એક કૂતરો શેર સાત આઠેક ખાંડ ભરેલી હિરો, તે કોથળી મોંમાં ઘાલીને નાશી ગયો. તે જોઈ પાંચ છ માણસ તેની પછવાડે દોડ્યા, તો પણ તે કૂતરો ઝલાયો નહીં, ને ક્યાંક ભરાઈ ગયો, તે માલમએ ન પડ્યો. એટલી ભારે ચીજ જો કૂતરો લઈ જતાં ન દેખાયો હોત તો કૂતરો લઈ ગયો એવો વેહેમ આ દેશમાં કોઈને આવત નહીં. બીજા દેશના મોટા કૂતરા ૧૫—૨૦ શેરનો બોજો ઊંચકી જાય છે.

---

## पाठ ३४. कूतरो.— भाग २.

### ઉગારવું આકાર ખુશામત

કૂતરા ઘણી જાતના હોય છે. એક એક જાતના આકારમાં ને ઉંચાઈમાં ફેર છે એટલુંજ નહીં, પણ તેના સ્વભાવમાં પણ ફેર છે. કેટલાક પોતાના ધણીનું ઘર સાચવે છે, અને કોઈ અજાણ્યું માણસ ઘરઆગળ આવે કે ભસવા માંડે, ને ધણીને ચેતાવે. કેટલાક દેશમાં કૂતરા પાણીમાં પેશીને ડૂબી ગએલાં માણસને બહાર કાઢે છે, ને આંધળા ધણીને દોરી લઈ જાય છે. કેટલાક તો વરૂ ને બીજાં જનાવરસાથે લડાઈ કરીને પોતાના ધણીનો જીવ ઉગારે છે. એવા કૂતરા ધણીને ઘણો ગુણ કરે છે. કૂતરાંની બરદાશ રાખી હોય, ને સારી રીતે પાળ્યાં હોય, તો બહુ ગુણ કરે છે.

બીજાં બધાં જનાવરોકરતાં કૂતરામાં વધારે અકલ હોય છે. પણ જેમ ઘણી સરસ બુદ્ધિવાળા છોકરાને ભણાવીએ નહીં તો મુરખ રહે છે, અને નઠારા માણસની સોબતથી છોકરાં બગડે છે, તેમજ આ દેશનાં કૂતરાંને શીખવતા નથી, તેથી તેની અકલ આપણા જોવામાં આવતી નથી. એ કૂતરા જન્મથીજ નઠારી સોબતમાં રહે છે તેથી નઠારા થાય છે, કેમકે જેવી કૂતરી તેવાંજ તેનાં બચ્ચાં થાય છે. કુરકુરીઆંને ઘરમાં રાખીને શીખવીને બરદાશ રાખી હોય, તો

બહુ સારાં ને કામનાં થાય. એવાં શીખેલાં કૂતરાં જીવને ખુશ કરે છે, ને બહુ વહાલાં લાગે છે. એવાં કૂતરાં પોતાના ધણીપર તથા ઘરનાં બીજાં સૌ માણસપર ઘણું હેત રાખે છે. પોતે દુઃખ ખમે પણ તેમને દુઃખ થવા દેતાં નથી. પાળેલાં કૂતરાંને ધણી મારે પણ તેની સામે થતાં નથી, ને તરત ઉલટાં લાડે છે, ને ખુશામત કરે છે. ધણી મરી જાય છે કે તેને દુઃખ થાય છે, ત્યારે તે બહુ ઉદાસ થાય છે, ને ખાતાં નથી. ઘણે વરસે મળે તોએ ઓળખી કાઢે છે. મા ને છોકરો ઘણાં વરસ જૂદાં પડી એકાએક ભેગાં થાય ત્યારે જેવું હેત દેખાડે છે, તેવું કૂતરો ધણીને ઘણે કાળે મળે છે ત્યારે દેખાડે છે.

## पाठ ३५. घायल् कापणी करनार.

### હોજ ધોરીનસ હૃદય દાતરડું કાપણી મુઢ સાવચેતી

એક વાર ખેતરમાં કાપણી કરતાં એક માણસને દાતરડું લાગ્યું, તેથી તેનો હાથ કપાયો. એ ઘા એવો જબરો લાગ્યો કે તેની ધોરીનસ કપાઈ ગઈ. ધોરીનસ ઘણુંકરીને શરીરમાં ઘણી ઊંડી હોય છે, અને એ કપાય છે ત્યારે એમાંથી ધડધડ લોહી વહી જાય છે, કેમકે એ નળના જેવી છે. એક હોજમાંથી નળ મૂકેલો હોય, તે ફૂટે તો તેમાંથી જેમ પાણી ધડધડ વહી જાય છે, તેમજ ધોરીનસમાંથી પણ લોહી વહી જાય છે. હોજને ઠેકાણે હૃદય સમજવું, અને નળને ઠેકાણે ધોરીનસ. એટલે હૃદયમાંથી લોહી ધોરીનસ વાટે વહે છે, માટે એ કપાય છે તો ઘણું લોહી નીકળે છે. એને બંધ કરવાનો ઉપાય એટલોજ છે કે કપાએલા ભાગ અને હૃદયની વચ્ચે દાબણ કરવું, કે તેથી કરીને તે ભાગની તરફ આવતું લોહી બંધ થાય.

પેલા માણસની ધોરીનસ કપાઈ હતી તેમાંથી ખૂબ લોહી વહી ગયું. તે જોઇને તેની આગળનાં માણસ ગભરાઈ ગયાં. કેટલાંક દોડાદોડ કરવા મંડ્યાં, અને કેટલાંક તો મૂઢની પેઠે ઊભાંજ થઈ રહ્યાં.

એવામાં એક જોરાવર અને ચંચળ છોકરી દોડી આવી, અને પોતાના ચણિઆના નાડાનો કકડો કાપીને તે પેલા ઘાની ઉપર ખેંચી બાંધી લીધો, તેથી લોહી નીકળતું બંધ થયું. તે છોકરીએ જો એમ ન કર્યું હોત, તો તે બિચારો મરણ પામત, માટે એવી વખતમાં સૌ જણે સાવચેતી રાખવી, અને તરત ઘટતો ઉપાય કરવો. તરતબુદ્ધિના માણસથી એમ ઘણાના જીવ બચે છે.

---

## पाठ ३६. अनाज.

મુખ્ય સાંઠા ટોચ કૂપા વીંતવું.

દેશ દેશમાં ત્યાંની હવાપ્રમાણે જાત જાતનાં અનાજ થાય છે. આ દેશમાં ઘઉં, ડાંગર, બાજરી, ને જુવાર, એ મુખ્ય છે. એના છોડ ઘણી વાતે મળતા છે. તે સૌના સાંઠા માંહેથી પોચા અને પોલા હોય છે, તેનાં પાંતરાં લાંબાં ને સાંકડાં હોય છે, ને તેના દાણા ટોચઉપર જથાબંધ થાય છે. અનાજના છોડ એક જાતનું ઘાસ છે; એ છોડનો બાંધો ઘણી ચતુરાઈ ને વિચારથી કીધેલો જણાય છે. તેના સાંઠા હાલ છે તેથી વધારે પાતળા ને નબળા હોત, તો તે પવનથી ભાગી જાત, ને જો વધારે જાડા ને મજબૂત હોત, તો તેમાં પક્ષી ને બીજાં જનાવર રહેત, ને તેમાંનું અનાજ ખાઈ જાત. અનાજ છોડપર હોય છે ત્યારે તેની આસપાસ એવાં ફોતરાં હોય છે કે તે સૂરજના તાપથી એકાએક સૂકાઈ જાય નહીં, ને ભીનાશથી જલદી કોહી જાય નહીં, ને કાપણી કરતી વેળા વેરાઈ જાય નહીં. જે દેશમાં અહીંના જેટલો તાપ પડતો નથી ત્યાં આ દેશના જેવાં અનાજ થતાં નથી, જેમ કે ડાંગર ઠંડા દેશમાં ઉગતી નથી, કેમકે એને જેટલું પાણી ને જેટલો તાપ જોઇએ છીએ તેટલો ત્યાં નથી. મકાઈ, જવ, અને બીજાં કેટલાંક અનાજ બીજા દેશમાં પાકે છે, પણ ઘઉં, ડાંગર, બાજરી, એ અનાજ મુખ્ય છે, તે સઘળા દેશના લોક ખાય છે. પોતાના દેશમાં ન પાકતાં હોય તો બીજે દેશથી વેચાતાં લાવી ખાય છે. આપણા દેશમાં પણ અનાજ ઘણું

પાકે છે. તો જુઓ, ઈશ્વરની આપણાઉપર કેવી કૃપા છે! માટે આપણે હમેશાં તેનાઉપર પ્રીતિ રાખવી અને તેની સેવા કરવી.

---

## पाठ ३७. जगकर्त्ताविषे.

જગકર્ત્તા પ્રૌઢ હય વાહન વૈમાન સાજ માનવી

ચોપાઈ.

જગકર્ત્તાએ જગમાં જેહ,
ઉપજાવી વસ્તુઓ તેહ;
સુખ પામે તેથી સંસાર,
ગુણ ગણતાં નહીં પામે પાર.
પૃથ્વી પાણી પ્રૌઢ પાહાડ,
ઝાડીમાં જે ઝાઝાં ઝાડ;
ખાદો હય હાથી બળવાન,
વાહન તે જેવાં વૈમાન.
ચંદ્ર રવિ તારા ચળકાટ,
ઠીક ઠરાવ્યો તેનો ઠાઠ.
સમા સમાના સુખનો સાજ,
કીધા માનવીઓને કાજ.

દ૦ લ૦ શ૦

---

# पाठ ३८. नाळिएरी.



ચિત્રાં ટટ્ટી " ઝાવલી

નાળિએરીનું થડ ઉંચું, તેનાં પાંદડાં ઘણાં લાંબાં, તે ઠેઠ ટોચે હોય છે. એ પાંદડાં પક્ષીનાં પીછાંનાં ઘાટનાં, એટલે વચમાં દાંડા જેવી જાડી નસ, ને તેની બે મેર લાંબી લાંબી પાતરીઓવાળાં હોય છે. લીલા નાળિએરનું છોડું પીળું, સાફ, ને નરમ છે. તેને કાપે છે તો માંહેથી પાણી નીકળે છે, તે ઘણા લોક પીએ છે. પાકેલાં નાળિએરનું ઉપરનું છોડું ચીજું હોય છે, તેનાં દોરડાં વણાય છે. તેનાં માંહેના ભાગમાં ટોપરૂં બાઝે છે. તે ખાધામાં આવે છે. નાળિએરની માંહેનું પાણી છેક સુકાઈ જાય ત્યારે ટોપરાનો ગોટો બંધાય છે; તેવાં ટોપરાંને પીલે ત્યારે તેમાંથી કોપરેલ નીકળે છે, તે બાળવા વગેરેના કામમાં આવે છે. પીલતાં કૂચા રહે તેને ખોળ કહે છે. તે ઢોરને ખવરાવે છે. નાળિએરીનાં પાતરાંને ગુંથીને ટટ્ટીઓ કરે છે, તેને ઝાવલી કહે છે. પાતરાંને ગુંથીને સાદડી પણ કરે છે.

નાળિએરીનાં ઝાડમાંથી રસ નીકળે છે તેને તાડી કહે છે. એ તાડી થોડીવાર રાખીને પીએ તો કેફ ચડે છે. તાડીનો દારૂ થાય છે. કેટલાક લોક તાડી ને દારૂ પીએ છે, તેથી પોતાની અકલ અને પૈસા ખુએ છે, ને પોતાના શરીરનોએ બગાડ કરે છે, તેથી તે નહીં પીધો હોય તો ઘણું સારૂં. નાળિએરીનું થડ માંહેથી પોચું હોય તેથી તે સેહેલથી કોતરાય છે. તેને કોતરીને પાણી જવાની પરનાળ કરે છે.

## पाठ ३९. बळतुं घर.—भाग १.

કાસદ બંબાવાળો બેભાન

એક વાર મધરાતને શુમારે શેહેરમાં બે સિપાઈ એક કાસદની જોડે એક શેરીમાંથી જતા હતા, તેવામાં એક સુતારના ઘરમાંથી ધુમાડો નીકળતો દીઠો. તે જોઈ પેલા સિપાઈઓએ ઘરનાં બારણાં ખુબ ઠોક્યાં, ને બૂમો પાડી, પણ ઘરમાંથી કોઈએ જવાબ દીધો નહીં. પણ તેમના ઘાંટાથી શેરીમાંનો એક બીજો માણસ જાગી ઉઠ્યો, ને ધશીને રસ્તામાં આવ્યો. એ પેલા બળતા ઘરનો ધણીનો ભાઈબંધ હતો. સૌએ મળી વળી ઘણી બૂમો પાડી, ને બારણાં ખખડાવ્યાં, પણ ઘરમાંથી સુતારે કે તેની બાઈડીએ સાંભળ્યું નહીં. ધુમાડો તો વધારે વધારે નીકળવા માંડ્યો, ને ઘરમાં મોટા મોટા ભડકા તથા ફડાફડ અવાજ થતા હતા. સિપાઈ બંબાવાળાને તેડવા દોડ્યા. પેલો ભાઈબંધ એકલો રહ્યો, તે નીસરણી લાવ્યો. બળતા ઘરનાં બારણાં બારી સૌ બંધ હતાં, માટે નીસરણી માંડીને મેડાની એક બારી ભાગી તે ઓરડામાં કૂદી પડ્યો. ત્યાં તે સુતાર, તેની બાઈડી, ને એક બાળક પથારીમાં ઉંઘતાં હતાં. આખો ઓરડો ધુમાડથી છેક ભરાઈ ગયો હતો, તેથી પેલાં સુતેલાં રુંધાઈને બેભાન થઈ ગયાં હતાં; સુતારને ખુબ ઢંઢોળ્યો ને ઘસડીને બારીકને લઈ જઈ નીસરણીપરથી હેઠે ઉતાર્યો. પછી તેની બાઈડીને ઉચકી નીચે લઈ જઈ તેના વરનીપાસે બેસાડી. વળી બીજી વાર બળતામાં જઈ તેનાં બાળકને લાવ્યો.

---

## पाठ ४०. बळतुं घर.—भाग २.

જાગૃતિ થર

સુતાર અને તેની વહુને તાજા વાથી જાગૃતિ આવી; તેવાંજ આસપાસ જોઈને બેઉ ગભરાયાં, ને બૂમો પાડી ઉઠ્યાં. છોકરાં, છોકરાં, એમ કહી ગાંડાજેવાં બારણાંભણી દોડ્યાં, પણ તે ઉઘડ્યાં નહીં ને ભાગ્યાંએ નહીં. નીસરણીએ ચડવા જાય છે તો બારી

સળગી હતી, ત્યારે ફરીને કમાડ ભાગવા માંડયાં, પણ ભાગ્યાં નહીં. ઘરમાં તો પેહેલો માળ તૂટી પડ્યો, ને મોટો ધડાકો થયો. બારીઓ ફડફડ ઊડી પડી, ને ચોમેરથી ભડકા બહાર નીકળ્યા. આવો રે! આવો રે! એમ બૂમો પાડી બેભાન જેવાં થઈ ગયાં. બેભાન થઈ જાય એમાં નવાઈએ શી! છ છોકરાં ઘરમાં રહેલાં હતાં. બંબાવાળા આવી પહોંચ્યા નહોતા, ને લોકો ભેગા થયા હતા તેમનાથી કાંઈ મદદ થઈ શકતી નહોતી. પેલા ચંચળ ભાઈબંધને નિરાંત વળે નહીં, પણ તે ગભરાયો નહીં. તેનાં બાઈડી છોકરાં ત્યાં આવી ઉભાં હતાં, તોએ પણ તે લાહેમાં પેસવાને પાછો હઠયો નહીં. તેમને જોઈ પોતાના ગરીબ મીત્રનાં છોકરાંને બચાવવાને વધારે શૂર આવ્યું. પાડોશમાંનાં સઘળાં ઘરમાં ફરી વળ્યો, પણ બળતા ઘરમાં ઉતરવાનો લાગ ફાવ્યો નહીં. જયાં લાગ ફાવે એવું દીઠું, ત્યાં ગયો, પણ બધેથી પાછા ફરવું પડ્યું. અંતે બળતા ઘરના પાછલા ભાગના વાડામાં જવાનો એક માર્ગ જડયો. પાડોશીના વાડાની ભીંત વચમાં હતી તેઉપર ચડી ત્યાં ઉતર્યો, એટલે ઉપરના ઓરડામાં છોકરાંને ચોસે ચીસુ પાડી રડતાં સાંભળ્યાં.

---

## पाट ४१. बळतुं घर.—भाग ३.

અણીશુદ્ધ ઉધરાણું. ટીપ

ત્યારે તે હરખાઈને બોલ્યો, પ્રભુની કૃપાથી હજી તો એ જીવતાં રહ્યાં છે: એમ કહી પાધરોજ એક બારીઉપર ચડ્યો, પણ તે માંહેથી દીધેલી હતી. એક હડસેલો મારી બારણું નીચે પાડ્યું, તેવાંજ બધાં છોકરાં તેની ભણી દોડી આવ્યાં. તેમનાં તનઉપર લૂગડાં પણ પૂરાં નહોતાં, બીકથી થરથર ધ્રુજે ને એક એકઉપર પડે. આગ તો છેક આવી પહોંચી, અને ઓરડામાં અજવાળું અજવાળું થઈ ગયું, પણ પરમેશ્વરે તેમનો બચાવનાર મોકલ્યો હતો, તેણે ધીરજ, હિમત, ને યુક્તિથી છ ફેરા ખાઈ એક પછી એક એ સૌને નીચે વાડામાં ઉતાર્યાં, ને ત્યાંથી બહાર મેદાનમાં લઈ ગયો. એ છોકરાંની

કોઈ તથા તેની દીકરી ઘરમાં હતાં, તેમને પણ કાઢ્યાં. એ રીતે આ છાતીવાળા અને દયાળુ પુરૂષે અગિઆર માણસના અણાશક જીવ ઊગાર્યા.

એમ સઘળાં માણસ બચ્યાં ખરાં, પણ લાહે ઓલવાઈ નહીં, ને સર્વે બળી રાખ થઈ ગયું. બાપડા સુતારનાં લોઢાં વાસણકૂસણ, રાચરચીલાં, ઘરેણાંગાંઠું, લુગડાંલત્તાં, સઘળું બળી ગયું. એકને એક લુગડાભેર બહાર નીકળ્યાં હતાં, તેસિવાય બીજું કાંઈ રહ્યું નહીં.

કોઈ દયાળુ પાડોશીએ તેમને ઘેર આણ્યાં, ને શેરીના લોકે મળી પહેરવા ઓઢવાને લુગડાં આપ્યાં.

સવાર થઈ ત્યારે ઘણા લોક મળ્યા. ઉપલી વાત સાંભળી સૌને દયા આવી. તેમણે મળી સુતારને સારૂ એક ટીપ કરી. જે પૈસા એકઠા થયા તેમાંથી સુતારને એક નવું ઘર બંધાવી આપ્યું. જે જે તેને તથા તેના કુટુંબને જોઈતું હતું તે લઈ આપ્યું. માયાળુ અને પરગજુ પાડોશીઓનાં ઘરમાં થોડાંએક પખવાડીઆં રહ્યાં, પછી તે કુટુંબ નવા ઘરમાં રહેવા ગયું. (ઉપલી વાત ખરેખરી બનેલી છે.)

---

## પાઠ ૪૨. તપાસ કરવાની ટેવ.—ભાગ ૧.

જવાહિર. દરબાર ઝાડો તપાસ સાક્ષી

પરમેશ્વરે સૌને બે આંખો આપી છે, પણ તેને ખરી રીતે વાપરતાં થોડાંનેજ આવડે છે. બે માણસ એકજ વસ્તુ જુએ પણ તેથી બેઉના મનપર જુદી જુદી અસર થાય છે, માટે જોવામાં ફેર છે. એવિષે એક વાત નીચે લખી છે.

એક ફકીર ચાલ્યો ચાલ્યો વગડામાં જતો હતો. તેને એક વાણિઓ સામો મળ્યો. ફકીરે તેને પૂછ્યું, શેઠ તમારું એક ઊંટ ખોવાયું છે? વેપારીએ કહ્યું, હા. ફકીરે કહ્યું, તેની જમણી આંખ ફૂટેલી છે, ને તે ડાબે પગે ખોડું છે, ખરી વાત કે? વેપારી બોલ્યો, હા. ફકીરે પૂછ્યું, તેનો આગલો એક દાંત પડી ગયો છે? વેપારીએ જવાબ દીધો, હા સાંઈ. ફકીર બોલ્યો, તેને તમે એક મેર મધ

લાદ્યું છે, ને બીજી મેર ઘણ લાદ્યા છે. નહીં વારૂ? વેપારીએ કહ્યું, ખરી વાત, મિયાં સાહેબ, તમે એને એટલું ધારી ધારીને જોયું છે ને પારખી રાખ્યું છે, તો હાંડો મને દેખાડો, તે કેણીમેર ગયું ને ક્યાં છે?

ફકીરે જવાબ દીધો, શેઠ, મેં તમારૂં ઉંટ જોયું નથી, ને તમે હાલ જે વાત કહી તેસિવાય બીજા કોઇને મોઢે એવી એની વાત સાંભળી પણ નથી. વાણિઆએ કહ્યું, એ બધું ડહપણ તો જાણ્યું, એના ઉપર જવાહિર હતું તે ક્યાં છે? લાવને.

ફકીર બોલ્યો, શેઠજી, મેં તમારા ઉંટને નથી જોયું, ને તમારૂં જવાહિર પણ નથી જોયું. એમાંનું હું કાંઈ જાણતો નથી.

એ સાંભળીને વેપારીએ પોતાના માણસપાસે તેને પકડાવી દરબારમાં મોકલાવ્યો. દરબારમાં એનો ઝાડો જોયો, ને બીજી ઘણીએ તપાસ કરી, પણ એની કનેથી કશું નીકળ્યું નહીં. એણે ચોર્યું કે એ જુઠું બોલ્યો એના સાક્ષી મળ્યા નહીં.

---

## પાઠ ૪૩. તપાસ કરવાની ટેવ.—ભાગ ૨.

જાદુગર શાબાશી અનુમાન

ફકીરને જાદુગર જાણી સજા કરતા હતા તેવામાં તેણે દરબારને આપ્રમાણે કહ્યું.

તમને એટલી બધી નવાઈ લાગી, તે જોઈ મને ઘણી રમૂજ પડી. તમે અચંબો પામો તેમાં ઘણી નવાઈ નથી. હું વગડામાં એકલો ઘણાં વરસ થયાં રહું છું, પણ વગડામાંએ તપાસી જોવાનું મને ઘણું મળે છે. રસ્તે ચાલતાં ચાલતાં મેં ઉંટનાં પગલાં જોયાં, પણ ત્યાં માણસનાં પગલાં નહોતાં તેઉપરથી મેં જાણ્યું કે એ એના ધણીકનેથી નાઠેલું છે. એના માર્ગના એકજ ગમનાં ઝાડનાં પાંદડાં કરડેલાં હતાં તેપરથી મેં જાણ્યું કે તે એક આંખે કાણું હશે. તેનાં પગલાંમાંનું એક એક આછું પડેલું હતું તેપરથી મેં જાણ્યું કે તે પગે લંગડું હશે. તણે જે પાંદડાં કરડ્યાં હતાં તેમાં

વચમાંનો થોડો ભાગ રહી ગયો હતો તેપરથી મેં ધાર્યું કે તેનો આગલો એકાદ દાંત પડ્યો હશે. તેની એક પાસે ઘઉં વેરાએલા હતા તે લઈ જવા કીડીઓ ચડી હતી, ને બીજી બાજુએ મધમાખી બમણતી હતી તેપરથી મેં જાણ્યું કે એને એક મેર ઘઉં ને બીજી મેર મધ લાદ્યું હશે, અને કોઈ માણસ જોડે હશે નહીં, કેમકે હોય તો ઘઉં વેરાય નહીં ને મધ ઢોળાય નહીં.

એ સાંભળી રાજાએ તેને શાબાશી આપી ને છોડી દીધો. આ ઉપરથી સમજવાનું એ છે કે આપણે તપાસ કરી જોવાની ટેવ રાખવી ને હમેશનં તપાસ કરવી. તપાસ કરી જોવું એટલે સઘળું ધ્યાનમાં રાખી જોવું, ને તેમાંથી કામમાં આવે તેવુ અનુમાન કરવું. ફકીર જે રસ્તેથી આવ્યો તેજ રસ્તેથી બીજાં માણસ પણ આવ્યાં, ને તેમણે પણ ઉંટનાં પગલાં દીઠાં હશે, અથવા ધ્યાન આપત તો જોત. તે કોઈએ પેલા વાણિઆને એમાંનું કશું કહ્યું નહીં, કેમકે તેમને તપાસ કરવાની ટેવ નહીં, માટે જોવા જોવામાં ઘણો ફેર છે. ચિત્ત દઈને જોવાની તથા તેઉપર વિચાર કરવાની ટેવ ઘણી ખપની છે, માટે સૌએ તેવી ટેવ પાડવી.

---

## પાઠ ૪૪. ઘેટાં ને બકરાં.—ભાગ ૧.

આકડો

મેહેતાજી.—કેમ છોકરાં, આજ કયાં જનાવરની વાત કરીશું?

વિઠ્ઠલ.—ઘેટાંની વાત કરો, સાહેબ.

શંભુ.—ના સાહેબ, બકરાંની વાત કરોને.

મેહેતાજી.—ચાલો, ત્યારે એ બેઉની વાત કરીએ. જોઈએ એ બંને કઈ વાતે મળતાં છે, ને કઈ વાતમાં જુદાં પડે છે. જોઉં, કહો, ઘેટો ને બકરો કઈ વાતમાં મળતા આવે છે?

વિઠ્ઠલ.— એ બેઉને ચાર ચાર પગ છે.

મેહેતાજી.—હા, ને કૂતરાં બિલાડાંને પણ ચાર પગ છે, પણ બકરાના પગ કૂતરાના કે બિલાડાના કરતાં ઘેટાની જોડે વધારે મળતા છે.

હરી.—બકરાના ને ઘેટાના પગને તળીએ ખરી હોય છે.

મેહેતાજી.—ખરૂં, પણ ઘોડાને એ ખરી હોય છે, તોપણ બકરાની ખરી ઘોડાની ખરીજોડ નથી મળતી, પણ ઘેટાની ખરી જોડે મળે છે; વિચારો, એમ કેમ ?

કેશર.—બકરાની ખરીઓ વચમાંથી ફાટ છે, ને ઘેટાનીએ તેવી છે, પણ ઘોડાનીને એમ નથી.

મેહેતાજી.—વારૂ કહો, બીજી શી વાતમાં બકરાંને ઘેટાં મળતાં છે?

શંભુ.—બેઉ ઘાસ ખાય છે.

દામોદર.—એ બંનેને શીંગડાં હોય છે.

કસન.—ના ના દામા, ઘેટાને શીંગડાં ન હોય; ખરૂં કે નહીં, મેહેતાજી સાહેબ ?

મેહેતાજી.—કેટલીએક જાતના ઘેટાને શીંગડાં નથી હોતાં, ને કેટલીએક જાતના બકરાનેએ નથી હોતાં, તેથી તમારી બંનેની વાત છેક ખોટી નથી. કેટલાએક દેશમાં કોઈ ઘેટાને ત્રણ, ચાર, ને વખતે પાંચ શીંગડાં હોય છે. કેવી નવાઈની વાત !

છોકરાં.—હેં ! પાંચ શીંગડાં ! એ તો મોટી નવાઈ!

મેહેતાજી.—હવે કહો છોકરાં, એ કઈ કઈ વાતમાં નથી મળતાં?

કસન.—ઘેટાને ડીલે ઊન હોય છે, ને બકરાને ડીલે વાળ હોય છે.

હરી.—બકરો ડુંગરા ને એવી બીજી ઉંચી જગ્યાએ, ચડી શકે છે. ઘેટાથી એ બરાબર થતું નથી.

કેશર.—બકરાને દાઢી હોય છે, ને ઘેટાને નથી હોતી.

મેહેતાજી.—બીજા કશામાં ફેર છે ?

વિઠ્ઠલ.—કેટલીએક વસ્તુ એવી છે કે તેને બકરો ખાય પણ ઘેટો તો અડકે નહીં. બકરાં તો જે હોય તે ખાય, તેઉપર એક કહેવત છે કે "ऊंट मेले आकडो ने बकरो मेले काकरो."

મેહેતાજી.—બીજા કશામાં ફેર છે?

છોકરાં.—નાજી, કંઈ સાંભરતું નથી.

# પાઠ ૪૯. ઘેટાં ને બકરાં.—ભાગ ૨.

મેંઢાં ચપળ ઠરેલ

મેહેતાજી.—અકલ કોનામાં વધારે હોય, બકરામાં કે ઘેટામાં ?

હરી.—ઓહો ! બકરામાં સાહેબ.

કેશર.—પણ મને મેંઢા ગમે છે. એનાં બચ્ચાં કેવાં ગરીબ છે.

મેહેતાજી.—હા, સારાં છે, ને તને એમાં શી નવાઈ ! પણ અકલ તો બકરામાં વધારે. બકરાને માણસ કેટલી કેટલી રમતો શીખવે છે, પણ ઘેટું તો કાંઈ શીખે નહીં.

દામોદર.—ને ઘેટો બહુ ધીમો છે. બકરો તો ઘણો ચપળ ને ઘેટા તો ટાઢા છે. ઘેટાથી ડુંગરપર બહુ નથી ચડાતું.

મેહેતાજી.—બકરાંને તો ડુંગરમાં ફરવા ને કૂદવા સરજ્યાં છે. એનો ઘાટ ડુંગરપર ચડાય એવો છે. જેવી રીતે જેને જન્મારો કાઢવો હોય, તેવું તેનાથી બની શકે એવો ઘાટ ઈશ્વરે સર્વનો ઘડયો છે. ઘેટાંએ ડુંગરામાં ફરે, પણ બકરાંજેટલું નહીં. જે દેશમાં ડુંગરા છે, ત્યાં નાનાં ઘેટાં થાય છે. તે ચપળ ને ઠરેલ પગનાં હોય છે.

હરી.—ઠરેલ પગનાં તે શું સાહેબ ?

મેહેતાજી.—તેના પગ ખશી ન જાય ને ઠોકરાય નહીં. ભરવાડ એટલાં બધાં ઘેટાં શાસારૂ પાળતા હશે ?

હરી.—વેચવાબાદ ને તેના દૂધને સારૂ.

કેશર.—ના જી, તેનું ઊન કાઢવાસારૂ. વળી મુસલમાન, ખ્રિસ્તી વગેરે લોકો તેને ખાવાને સારૂ પાળે છે.

મેહેતાજી.—કેશરનો જવાબ વધારે ખરો છે.

કસન.—હા જી, તમે એકવાર કહ્યું હતું કે ઊનનો મોટો વેપાર ચાલે છે, ને તેના લાખો રૂપિઆ ઉપજે છે. એટલા બધા ઊનને શું કરતા હશે ?

મેહેતાજી.—તેનાં લૂગડાં વણે છે. તમે કામળા, કામળીઓ તો જોયાં હશે. એ ઊનનાં થાય છે, ને સારા ઝીણા ઊનનાં બહુ મોઘાં લૂગડાં થાય છે. બનાત, શાલ એ બહુ મોઘી મળે છે, તે પણ ઊનની થાય છે.

છોકરાં—એવું ઊન તો અમે નથી જોયું.

મેહેતાજી.—એ ઝીણા ઊનથી હૂંફ ઘણી રહે છે, માટે જો આપણા ગરમ દેશનાં મેંઢાંને એવું ઊન થાય, તો તે બિચારાં બફાઈ મરે. જ્યાં ટાઢ બહુ પડે ત્યાંનાં ઘેટાંને એવું ઊન હોય છે.* ઘેટાંપરથી કાતર્યાં પછી ઊનને સાફ કરે છે, રંગે છે, ને બીજી કેટલી મેહેનત કરે છે, ત્યારે લૂગડાં વણાય છે.

છોકરાં.—બકરાના વાળ કાંઈ કામમાં નહીં આવતા હોય?

મેહેતાજી.—નહીં કેમ? કેટલાએક દેશના બકરાના નિમાળા સારા હોય છે, ને તેનું પણ સારૂં કાપડ બને છે.

---

## पाठ ४६. गायविषे.

ગુણવાળી  શીંગાળી  ખડ  પગાળી

ચોપાઈ.

ગુણવાળી શીંગાળી ગાય, પાણી પીતી ને ખડ ખાય;
કેવો છે એનો આકાર, ચારપગાળી આંચળ ચાર. ૧
ફરીને પગ જો ખરીમાં ફાટ, શીંગો રૂપાળો ભાળો ઘાટ;
પછવાડે પૂંછડે છે વાળ, નિત્ય ગોવાળ કરે સંભાળ. ૨
હોઠ હલાવે બેઠી હોય, કાળી ધોળી રાતી કોય;
દોતાં દૂધ ભલું દેખાય, તેનાં દહીં માખણ ઘી થાય. ૩
પેંડા બરફી ને દૂધપાક, ખાતાં ખીર ન લાગે થાક;
બાસુદી ને બને શિખંડ, ઠરે પેટમાં ઉપજે ઠંડ. ૪

ક૦ દ૦ ડા૦

---

## पाठ ४७. गरम लूगडां.

ઘટ  ગોકળગાય  લાચાર

ઘેટાને ટાઢ વાતી નથી, કેમકે તેના ડીલઉપર ઊન છે. તેમજ બિલાડી ને સસલાંનાં શરીરઉપર રૂવાંટાં, માટે તેમને પણ ટાઢ હેરાન કરતી નથી.

ઘોડાને નિમાળા અને સુંદર ચોટલી છે, તે તેની ગરદનઉપર કેવી લબડે છે! અને જ્યારે તે કૂદે છે ત્યારે કેવી ઉંચી ઊછળે છે!

ગાયોની ચામડી જાડી હોય છે, ને તેનાઉપર ટુંકા ટુંકા વાળ ઉગેલા હોય છે, તેથી તેનું રક્ષણ થાય છે.

પંખીઓને પીછાં છે, તે ઘટ, સુવળાં, ને હુંફાળાં છે.

ગોકળગાયને અને શંખલાને રહેવાને નાનું સરખું ઘર હોય છે. તેમાં તે ભરાઈ જાય છે, તેથી તેમને જરા પણ ટાઢ વાતી નથી.

ત્યારે નાનાં નાનાં છોકરાંને ટાઢ ન વાય, માટે અવતરે ત્યારે એવું કંઈ ઢાંકણાને હોય છે કે નહીં?

ના, કંઈજ નહીં, તેને તો ઢાંકણમાં નરી પાતળી ને સુવાળી ચામડીજ છે. તેમાં જરા કાંટો ભોંકાય તો લોહી નીકળે. નાનાં છોકરાં કેવાં લાચાર છે!

પણ નાનાં છોકરાંને તો જે જોઈએ તે છે. ઝભલું, ટોપી કરવાને રૂ જોઈએ તો તે ઝાડપર ઊગેલું તૈયાર છે. ગજીઆણી કે કિનખાબની ટોપી જોઈએ તો તેને સારૂ રેશમ તૈયાર છે. જોડીઓને સારૂ ચામડું જોઈએ તો તે પણ તૈયાર છે.

પરમેશ્વરે માણસને અકલ આપેલી છે, તેથી તે જે જોઈએ તે બનાવી શકે છે. પણ પંખી, કૂતરાં, બિલાડાં માણસની પેઠે કાંતી કે વણી શકતાં નથી, માટે તે અવતરે છે ત્યારથીજ પરમેશ્વરે તેને લુગડાં પહેરાવી મુકયાં છે. નાનાં છોકરાંનું શરીર ઊઘાડું ને કોમળ છે, તેનું કારણ હવે સાફ સમજાશે કે તેમને ઓઢવા પહેરવાને જે લુગડાં જોઈએ તે તેમનાં માબાપ આણી આપી શકે છે.

---

## પાઠ ૪૮. ગાજવીજ.

**વેગ વાયુ મોજું ઝબકારો કડાકો**

આવ્યા ભાઈ એટલીવારમાં આ શું થઈ ગયું? જો તો ખરો, ગગનમાં સૂરજ વાદળાંથી છેક ઢંકાઈ ગયો. આજ તો બહુ કઢારો થાય છે, પવન તો સુદ્દલ મળેજ નહીં. જોને, ઝાડનાં પાંદડાં જરા

એ હાલે છે ? વાદળ કેવું કાળું કાળું થઈ ગયું છે ! બહાર તો જો, કેવું અંધારૂં ઘોર થઈ રહ્યું છે ! આ હમણા ઝબકારો શેનો થયો વારૂ ? ઓરડામાં કેવું અજવાળું અજવાળું થઈ રહ્યું હતું ! ઝાઝી વાર રહ્યું નહીં, થયું ને તરત મટી ગયું. એ તે શું હશે વારૂ ? એ તો વીજળી. જો, વળી ચમકારો થયો. એ ગડગડાટ શેનો થાય છે ? જો, હવે તો મોટા મોટા કડાકા થાય છે. હા, એને વીજળીના કડાકા કહે છે. અધધધ ! હવે તો મોટ મોટા કડાકા થાય છે. હવે તો વળી વરસાદની ઝડી આવવા માંડી. ચાલો, આપણે વેહેલા વેહેલા ઘેર જતા રહીએ, નહીં તો પલળીશું. એ તો ખરૂં, પણ આ તો મોટાં મોટાં ફોરાં પડવા માંડ્યાં. હવે તો જરા રહીને, જઈએ તો સારૂં, આ ઝાપટું હમણા રહી જશે.

વીજળીનો વેગ ઘણો હોય છે. વાયુમાંથી વીજળી સોંસરી ચાલી જાય છે, તેથી વાયુમાં પાણીના જેવા મોજા થાય છે, તે મોજા આપણાં કાનમાં જઈને અથડાય છે, તેને લીધે મોટા ધડાકા સંભળાય છે. વીજળીથી થએલી ગર્જનાકરતાં એનું અજવાળું ઘણુંજ ઉતાવળું ચાલે છે, માટે એનો ઝબકારો આપણને વેહેલો દેખાય છે, ને ગર્જના મોડી સંભળાય છે. ગાજવીજ સારીપેઠે થાય છે ત્યારે ઠંડક થાય છે, ને વા ચોખ્ખો થાય છે.

---

## पाठ ४९. साचविषे शीखामण.

વચન આંચ

કદી જૂઠું બોલવું નહીં. કોઈ વેળા તમે જોએલી કે સાંભળેલી વાત કહેવા માંડો, તો તે જેવી હોય તેવીજ કહેવી. તેમાં કંઈ વધતું ઓછું કરીને કહેવું નહીં. સામા ધણીને વાત સાંભળવાનો સ્વાદ પડે માટે તેમાં મીઠું મરચું ભભરાવીને કહેવી નહીં. માંહે કદી કોઈ ઠેકાણે હૈયેથી વાત જતી રહી હોય તો સાફ કહી દેવું જે મને હમણા સાંભરતી નથી. જેને સાચઉપર ભાવ છે, તે તો મશકરીમાં પણ જૂઠું બોલે નહીં.

પૂરો વિચાર કર્યાવિના કોઈની જોડે વચને બંધાવું નહીં. કોઇને તમે કદી વચન આપ્યું હોય કે હું તમારૂં ફલાણું કામ ફલાણી વેળાએ કરીશ, ને જો તેપ્રમાણે ન બની આવ્યું તો એ જૂઠું બોલ્યા-બરોબર થયું, કેમકે તમારૂં વચન તમે તોડ્યું.

તમારે હાથે કાંઈ બગાડ થયો હોય, ને તમારા જીવને ફિકર રહેતી હોય કે એ વાત જણાશે તો મને માર પડશે, તોએ તે માન્યા-વગર રહેવું નહીં. તમારે હાથે ખોટું કામ થવાનો જો તમને ખરેખરો પસ્તાવો થતો હોય, ને પછી સંભાળી ચાલવાની ને તેવું ફરીને ન કરવા-ની ટેવ હોય, તો ઘણુંકરીને કોઈ તમારાપર ખીજે કે તમને મારે નહીં. તમને સાચાબોલા જાણીને સામી તમારાઉપર માયા રાખશે, ને મનમાં કહેશે કે એ જે કંઈ કહે તે માનીએ તો તેમાં કંઈ ખોટું નથી, કેમજે તેમને ભરોસો પડી જવાનો જે મારની બીકથી પોતાનો વાંક સંતાડે એવી એ આસામી નથી. તમારો સૌને ભરોસો પડશે, એથી તમને કાંઈ નુકસાન થવાનું નથી. કહેવત છે કે "સાચને ન લાગે આંચ," સાચાને કશો ભો નથી.

---

## पाठ ६०. सळगी उठे त्यारे शुं करवुं.

કોઇને એવી ટેવ હોય છે કે પોતાનાં લૂગડાં સળગેલાં માલમ પડે કે તરત દોડાદોડ કરવા માંડે, ને ઘરમાંથી બહાર નીકળી બૂમેબૂમ પાડે, પણ એ ઉપાય કાંઈ કામનો નથી. એવી રીતે દોડાદોડ કરવાથી સામાં વધારે લૂગડાં સળગી ઉઠે, ને ભડકો થાય, ને તેથી હાથ, મોઢું કે ડીલ સઘળું બળી જાય. સૌથી સારો ઇલાજ એટલોજ કે જે છેડો કે કોર લૂગડાંની સળગી હોય તે હાથેવતી મસળી નાંખવી. તે કરતાં તે વધારે સળગી ગયું હોય, તો તે લૂગડું બને તો કાઢી નાંખવું, જેવું કે ધોતીઉં, પિછોડી, પાઘડી; પણ અંગરખોજ સળગી ઊઠ્યો હોય ત્યારે લાંબા થઇને ભોંયપર સૂઈ જવું, ને આળોટવું. પાસે જો કાંઈ જાડું લૂગડું, કામળો, શેતરંજી, કે બીજું એવું જે કંઈ હોય તે પોતાને ડીલ લપેટી લેવું. એ પાસે ન હોય ત્યારે તો સળગેલો

છેડો ભોંયસાથે મસળીને ઓલવી નાંખવો. એ પ્રમાણે કરશો તો તે બધું બળતું ઓલવાઈ જશે, અને લૂગડાં બળ્યાં તેકરતાં વધારે નુકસાન થશે નહીં, તથા પોતાની જાતે સહીસલામત રહેશો. જો કોઈ તે જણોએ હોય તો તેણે એટલુંજ કરવું કે પેલાનાપર શેતરંજી કે કામળાજેવું જાડું લૂગડું નાંખવું, અને તે ન હોય, તો બળતાં લૂગડાંપર પોસોં ભરીને ધૂળ નાંખવી, એટલે બળતું ઓલવાઈ જશે.

કોઈ કોઈ વાર રસોઈ કરતાં તેલનો પેણો ચૂલે હોય છે તેમાં પાણીનો છાંટો પડ્યાથી ભડકો ઉઠે છે, તેથી માળ કે છાપરૂં નીચાં હોય તે સળગે છે, ને આગ લાગે છે. એવી વખતે સાવચેતી રાખવી જોઈએ. ભડકો થયો, કે બને તો તરત પેણો હેઠે ઉતારી નાંખવો. તેમ ન થાય તો ટોપલો ભરી ધૂળ કે માટી નાંખવી; એટલે તરત બળતું ઓલવાઈ જાય, અને વધારે નુકસાન નહીં થાય.

---

## पाठ ९१. एक ससलानी वात.—भाग १.

નાળચું — આંગળીશાંગળી

એક બાઈડીએ એક નાનું સસલાનું બચ્ચું વેચાતું લીધું, ને તેની ટેવ ને તેનાં લક્ષણ જોવાને તેણે પાળ્યું. એ સસળી હતી. તે લીધી ત્યારે એવડી નાની હતી કે પોતાની મેળે ખાય પીએ પણ નહીં. તેને બીક બહુ હતી તેથી પેલી બાઈ ખવરાવે તોપણ ખાય નહીં. મહા મેહેનતે તેને દૂધ ને પાણી પાતી. તે પણ તેના હોઠ અને પંજા દૂધે ભીંજવે ત્યારે તે ચાટે. એમ ધીમે ધીમે જુગતીથી દૂધ પીવાની ટેવ પાડી. ત્યારપછી નાળચાજેવું કરી તેણેવતી પાય, તેની જોડે રમતાં શીખે, તેના ખોળામાં આવી બેસે, ને તે બોલાવે કે આવે. પોતાને ગમતું અણગમતું તથા ઇચ્છા પણ ઈશારતથી દેખાડતું હતું. રીસ આ રીતે દેખાડતું. પોતાના પાછલા પગપર બેશી આગલા પગ હાથે નગારૂં વગાડતા હોઈએ તેની પેઠે તે બાઈના હાથપર મારતું. જો તે બાઈ ગણકારે નહીં, તો

ઓરડામાં ચારે મેર દોડે, ને આગલા પગ જોરથી અફાળે. એ આવ્યું ત્યારથીજ ઘણી ઉંચી ફાળ મારતું હતું.

જ્યારે સસલું મોટું થવા આવ્યું ત્યારે તે બાઈ પોતાની નાની કૂતરીને તેની પાસે તેડી ગઈ. એ વખતે બેઉ એક બીજાને જોઈ ઘણાં ગભરાયાં. કૂતરી ઘણીજ બીની, સસલી પણ અચંબો પામીને ચોપાસ દોડવા મંડી. કોઈવાર તે બાઈની મેર જુએ, પૂછતું હોયની કે આ નવું કોણ આવ્યું છે. કૂતરી પણ પગવચ્ચે પૂછડી ઘાલી નાસાનાસ કરે. સસલી આમ આવે તો તે પેલી મેર નાસે. બીકથી આંફળીફાંફલી આમ જોવે તેમ જોય.

---

## પાઠ ૯૨. एक ससलानी वात.—भाग २.

કૂતરી બીકથી આંફળીફાંફળી આમ જોય તેમ જોય. એમ કરતાં ખુણામાં એક માચી દીઠી તે તળે ભરાઈ ગઈ, ને ત્યાંથી કેમે કરી નીકળે નહીં, ત્યારે સસલી ખાવા લાગી, તે જોઈ તેણે જરા છાતી ચલાવી. કૂતરી ધીમે ધીમે સસલીની પછવાડે વેગળી જઈ બેઠી તેવીજ સસલીએ પાછું ફરી તેની સામું જોયું, ત્યારે કૂતરીએ તેની સામું જોયું, ને એક બીજાને રમવા બોલાવતાં હોય, તેમ જોવા લાગ્યાં. તોપણ સસલી નજીક આવે કે કૂતરી નાસે. પછી સસલી થાકીને એક ખુણે જઈ બેઠી; ત્યારે વળી કૂતરીને જરા હિંમત આવી, ને તે સસલીની પાસે હળવે હળવે ગઈ. એમ કરતાં બેનપણાં થયાં ને બેઉ ભેગાં રમવા મંડ્યાં, ત્યારપછી રોજ બેઉ એક એક જોડ લાડ ને રમે.

એ સસલી એ બાઈજોડે હળી ગઈ હતી, પણ ઘરનાં કે બહારનાં બીજા કોઈકને જાય નહીં, ને કોઈને છેડવા ન દે. તે બાઈને પરગામ જવાનું થયું ત્યાં જોડ એને લઈ જવાય એવું નહોતું, માટે તેને ગામ બહાર છોડી દીધી. ઘણા દહાડાપછી તે બાઈ ત્યાંથી જતી હતી ત્યારે તેણે સાદ દીધો કે પેલી સસલી દોડી આવી, ને તેને વળગી બહુ લાડીને વહાલ દેખાડ્યું માઈ તેને પોતાની જોડ તેડીને

ગઈ, પણ જ્યારે તે રસ્તેથી જાય ત્યારે તેને બોલાવે. સસલી પણ જ્યાં હોય ત્યાંથી આવે.

સસલાસરખું જનાવર પણ ઉપકાર ને માયા ભૂલતું નથી, તો એપરથી આપણે કેટલી આચ્છી શીખામણ લેવી જોઈએ! જનાવર તો એ સંભારે એટલું બસ છે, પણ આપણે તો તેનો બદલો વાળવો જોઈએ.

## પાઠ ૯૩. શાઉડી.



સિસોળીઆં શાઉડી ,સાધાં ભાર ઘોરવું દર

સિસોળીઆંવતી ઘણા છોકરા પાટલાપર લખે છે. એ તમે દીઠાં તો હશે. એ સિસોળીઆં શાઉડીનાં થાય છે. નાના છોકરા એવી વાત કરે છે કે ઘીએ ચોપડીને રોટલાનો કકડો અને સિસોળીઉં ઘંટીતળે મૂકે તો તે વિઆય, અને તેમાંથી બીજું સિસોળીઉં નીકળે, પણ એ તો ખોટી વાત છે. એમ કંઈ થાય? જેમ કબૂતર કે કાગડાનાં પીછાં હોય છે, તેમ એ શાઉડીનાં પીછાં છે. એમાં એકમાંથી બીજું કેમ નીકળે?

એ સિસોળીઆને પીછાનાં જેવાં રૂવાં નથી હોતાં, પણ તે લીસું અને બે ગમ અણીવાળું હોય છે. તે અરધું કાળું અને અરધું ધોળું હોય છે. કાળી ગમનું બહુ અણીદાર, અને સફેદ ગમનું જરા બુઠું હોય છે.

શાઉડીને આખે ડીલે સિસોળીઆં સિસોળીઆંજ હોય છે. જ્યારે શાઉડી રીસે ભરાય છે, ત્યારે આ બધાં સિસોળીઆં ઉભાં કરીને અણીઓ આગળ કાઢે છે. કોઈ મારવા આવે તો તેની સામું

થવાને એની પાસે એ હથિઆર છે. શાઉડીની વાત કરે છે, ત્યારે લોકો કહે છે કે એ તો તીરની પેઠે પેલાં સિસોળીઆં ફેંકે છે, પણ એ વાત ખોટી છે.

સારી મોટી શાઉડી એકાદ ગજ લાંબી હોય છે. એનાં કેટલાંક સિસોળીઆં તો અધગજના જેટલાં મોટા હોય છે. એને ભુંડના જેવું લાંબું નાક હોય છે. તેવતી ભુંડની પેઠે ઘોરે છે. એ સસલાંની પેઠે દર ખોદે છે, અને આખો દહાડો તેમાંજ સુઈ રહે છે, પણ રાતે બહાર નીકળે છે. મુળીઆં, કળીઓ, અને ફળ એ ખાય છે. એને પકડીને પાંજરામાં ઘાલીએ તો કંઈ ગરબડ ન કરતાં છાનીમાની રહે છે, પણ સેહેલથી પળાતી નથી.

---

## પાઠ ૬૪. પૃથ્વી.

### પ્રદક્ષિણા।

જેઉપર આપણે રહીએ છીએ તે પૃથ્વી છે. એઉપર આપણી નજર પહોંચે ત્યાંલગણ જોયાથી ચપટી હોય એવું લાગે છે, પણ એવી કંઈ નથી, એ તો ગોળ દડાજેવી છે. એને કાંઈ આધાર એટલે ટેકો નથી ; ગગનમાં સુરજ ચંદ્રની પેઠે અધર રહેલી છે. એ મોટી છે ખરી, તોએ ઝડપથી ચાલનારૂં વાહાણ ત્રણ ચાર મહિનામાં એની પ્રદક્ષિણા ફરી વળે છે. લોકો સમજે છે જે એ હાલ્યાચાલ્યાવિના સ્થિર રહેલી છે, પણ એમ નથી. ગાડાનાં પૈડાંની પેઠે એ સદા ફરતીજ રહે છે. એનો એક ફેરો ચોવીશ કલાક કે સાઠ ઘડીમાં પૂરો થાય છે, અને એના ફરવાથી રાત ને દહાડો થાય છે. પૃથ્વીનું જે પાસું સુરજભણી હોય છે, 'ત્યાં' અજવાળું રહે છે; ને જેટલી વાર અજવાળું રહે છે તેટલીને દહાડો કહે છે પણ જે પાસું સુરજભણી નથી હોતું, ત્યાં અંધારૂં રહે છે, ને જેટલા વખતસુધી અંધારૂં રહે છે તેટલાને રાત કહે છે. જ્યારે આપણે અહીંઆં દહાડો હોય, ને સૌ પોતપોતાનો ધંધો કરતા હોય, તે વખત આપણી નીચેના પૃથ્વીના બીજા પાસામાંના લોકને ત્યાં અંધારૂં ને રાત હોય છે, ને તે લોક ઉંઘતા હોય છે. પૃથ્વી સુરજની આસપાસ એક વરસમાં ફરી વળે છે.

## पाठ ૯૯. पृथ्वी अने एनो नकशो.—भाग १.

**સમુદ્ર ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ નકશો**

પૃથ્વીનો આકાર લાડુ કે દડાજેવો છે; અને એ દડામાં ધરતી ને પાણી એ બે છે. પૃથ્વીપર ઘણી જગ્યાએ પાણી છે તેને સમુદ્ર, સાગર, કે દરિઆ કહે છે.

પૃથ્વીના ઘણા ખંડ છે; પણ પેહેલાં તો તમારે દિશાનાં નામ જાણવાં જોઇએ, અને તે દિશાઓ એટલે શું તે પણ સમજવું જોઇએ. ઊગમણ, આથમણ, ઉત્તર, ને દક્ષિણ, એ ચાર દિશાઓનાં નામ છે. આપણને નક્કી ખબર છે કે ગગનમાં સૂરજ કંઈ એક ને એક ઠેકાણે નિત્ય દીઠામાં આવતો નથી; સવારે જોઇએ તો એક ઠેકાણે દેખાય છે, બપોરે જોઇએ તો બીજે ઠેકાણે, અને સાંજે જોઇએ તો ત્રીજે ઠેકાણે દેખાય છે.

હવે જે ઠેકાણે સૂરજ સવારે પેહેલવેહેલો દીઠામાં આવે છે, તેને ઊગમણી કે પૂર્વ દિશા કહે છે, ને જે ઠેકાણે સાંજે છેલ્લો દેખાય છે, તેને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે. ઊગમણી દિશાભણી જમણો હાથ ને આથમણી દિશાએ ડાબો હાથ રાખીને ઉભા રહીએ, તો જેણી મેર આપણું મોં આવે તેને ઉત્તર, ને જેતરફ આપણો વાંસો રહે છે તે દિશાને દક્ષિણ કહે છે.

આખી પૃથ્વીના, કે તેના કોઈક ભાગના, કે દેશના નમુનાને નકશો કહે છે.

આખી પૃથ્વીનો નકશો એક ગોળાઉપર કાઢ્યો હોય તો તેને ભૂગોળ એટલે પૃથ્વીનો ગોળો કહેવો.

---

## पाठ ९६. पृथ्वी अने एनो नकशो.—भाग २.

નકશા એવી રીતે કાઢેલા હોય છે કે સામા મુક્યા હોય તો મથાળાભણી ઉત્તર દિશા આવે, નીચે દક્ષિણ દિશા, જમણા હાથપર પૂર્વ દિશા, ને ડાબા હાથભણી પશ્ચિમ એટલે આથમણી દિશા આવે છે.

આખી પૃથ્વીના નકશામાં મોટા મોટા ચાર કડકા પાડેલા હોય એવું દેખાય છે. એમનાં નામ યુરોપ, એશિઆ, આફ્રિકા, ને અમેરિકા. આ ચારને પૃથ્વીના ખંડ કહે છે. આવિના એશિઆ ખંડની નીચે જમણીતરફ મોટો મુલક એશિઆથી જુદો છે, તેને આસ્ટ્રેલિઆ કહે છે. એની ચારે તરફ ફરતું પાણી છે માટે એને બેટ કહે છે.

આફ્રિકા ને એશિઆ એ બે એક ઠેકાણે વળગેલા છે. આફ્રિકા એશિઆને વળગેલો ન હોય તો એ પણ આસ્ટ્રેલિઆની પેઠે બેટ થઈરહે. એક મોટો દરિઓ વચમાં આવ્યો છે તેને લીધે અમેરિકા બીજા બધા ખંડથી અળગો પડી ગયો છે.

પૃથ્વીના નકશાભણી નજર કર્યાથી વળી માલમ પડે છે કે આફ્રિકામાંહેલો ઘણો એક દેશ પૃથ્વીપર મધ્ય ભાગે છે, અને એજ રીતે એશિઆમાંહેના કેટલાક મુલક છે. અમેરિકા ખંડ તો એક છેડાથી બીજા છેડાલગણ ઉત્તર દક્ષિણ લાંબો ને લાંબો ચાલ્યો ગયો છે.

યુરોપ અને એશિઆ ખંડ તો ઉત્તર ભણીજ એમના એમ ચાલ્યા ગયા છે

## પાઠ ૬૭. ઈશ્વરની સ્તુતિ.

નિર્ધન બખશિસ સમર્થ અધિક
યોગ્ય જગજીવન નીત

દોહરા.

જ્યારે ફરવા નીસરૂં બાહેર શેહેર બજાર,
બહુ નિર્ધન નજરે પડે, દુખીઓ સૌ સંસાર. ૧
જે બખશિસ મુજને કરે સમર્થ સરજનહાર,
તે સઘળાનો કેમ કરી માનીશ હું ઉપકાર. ૨
યોગ્ય નહીં તો પણ અધિક, આપ્યું જગજીવન,
બહુ ભૂખ્યા ઘર ઘર ભમે, મુજને ખાવા અંન. ૩

ચોપાઈ.

ધરતી દરિઆો ને આકાશ, તે તારી કીર્તિ પ્રકાશ ;
જ્યાં દેખું ત્યાં ભારી કામ, નહીં રે ફોકટ કંઈ પણ ઠામ. ૧
એવા છે મોટા વાગ બાપ, પ્રભુ મુજને તું ભક્તિ આપ ;
નીતિ સંગ સદાએ થાપ, અહીંનાં સંકટ સર્વે કાપ. ૨

સત્યપ્રકાશ.

---

## પાઠ ૯૮. ઘડીઆળની શીશી.

**મામલતદાર પહેરો કચેરી**

મામલતદારની કચેરીમાં કે બીજે કોઈ ઠેકાણે જ્યાં સિપાઈનો પહેરો રહે છે, ત્યાં ઘણુંકરીને વખત જાણવાને કાચની શીશીઓ હોય છે. તે બે નાની શીશીઓનાં મોં એકઠાં મેળવીને બનાવેલી હોય છે. તેને ફરતું લાકડાનું ચોકઠું જડેલું હોય છે. એ માંહેની એકમાં રેતી ભરેલી હોય છે. તે બે શીશીઓની વચ્ચે ઝીણા વેહવાળું પતરૂં મૂકેલું હોય છે. તે વાટે રેતી બાજી શીશીમાં પડે છે. એ ઘણુંકરીને રેતી એક કલાકસુધી ચાલે એટલી ભરેલી હોય છે. ઉપલી શીશી ખાલી થઈ કે ફરીથી તેને ફેરવી મૂકે છે. તે રેતી ઢળવાઈને નીચલીમાં આવે છે. એ પ્રમાણે વારે ઘડીએ કરવું પડે છે. એવી શીશીઓ બબે ત્રણ ત્રણ કલાકની કે અરધા પા કલાકની જેવી કરવી હોય તેવી થાય.

પણ એમાં એટલી માથાકૂટ કે વખતે વખત શીશી ફેરવવી પડે. કોઈ અજાણ્યું માણસ આવીને જુએ તો તેને તો ખબર ન પડે કે એક વાગ્યો છે કે બાર. એ તો જે માણસ વારે ઘડીએ ફેરવીને કલાક નોંધી રાખતો હોય તેનેજ માલમ પડે. માટે એવી શીશીઓ મામલતદારની કચેરી વગેરે જ્યાં સિપાઈનો રાત દહાડો પહેરો રહેતો હોય ત્યાં, અથવા જે તપાસ રાખતા હોય તેનેજ ઘણી ખપ આવે છે. એવું છે તોપણ એ બહુ કામની ચીજ છે, કેમકે એના શુમારપરથી કેટલો વખત ગયો તે જણાય છે. જો તેમ નહીં તો

એટલું તો ખરૂં કે કલાક કે અરધો કલાક જેટલી વાર આપણે કામ કરવું હોય, તો તેની એનાથી ઠીક ખબર પડે છે.

કેટલા વાગ્યા તે જાણવાને તો મોટાં ને વાગતાં કે નાનાં ઘડીઆળ બહુ કામનાં છે.

---

## पाठ ૯૧. साहेब अने सिपाई.

પણે  ખૂન  . ગીતા  તકરાર  અપમાન

ધોળકા પુરગણામાં એક બે ગામની સીમનો ટંટો હતો. એક-ગામવાળા કહે કે અમારા ગામની સીમ ઈહાંસુધી છે, અને બીજા ગામવાળા કહે તમારી સીમ ઈહાંસુધી નથી, પણેસુધી છે. એ ટંટો પણ વરસસુધી ચાલ્યો, અને વરસો વરસ લડી મરતા હતા. પછી સંવત ૧૯૧૨ ના સાલમાં એક સાહેબ તેનો નીકાલ કાઢવા ગયો. તેની સાથે એક કારકૂન અને કેટલાક સિપાઈ હતા, તેઓ સર્વે સીમઉપર ગયા, અને ત્યાં બેઉ ગામના લોકને બોલાવ્યા. પછી ત્યાં ઘણી તકરાર ચાલી, અને છેવટે એક ગામવાળા બોલ્યા કે જો બીજા ગામવાળા ગીતાઉપર હાથ મૂકે તો અમારી તકરાર અમે છોડી દઈએ. સામાવાળાએ હા કહી, તેથી સાહેબે સિપાઈને કહ્યું, "તુમ ગાંવમેં જાકર કોઈ બમનકે ઉદરસેં ગીતા લાઓ." "બહુત અચ્છા સાહેબ," એમ કહીને તે ગામમાં દોડ્યો. પણ સાહેબે શું કહ્યું તે બરાબર સમજેલો નહીં, તેથી ભરવાડને ત્યાં જઈને એક ઘેટો લીધો, ને તે ભરવાડને માથે મૂકાવીને લાવ્યો, ને કહ્યું, "સાહેબ, મેં ઘેટા લાયા." આ અચંબો જોઈને લોક હસ્યા, અને સાહેબે તેને ઘણોજ ઠપકો દીધો. એવી રીતે કામ કરવાને કોઈ કહે છે ત્યારે જે માણસ તે બરાબર સમજીને કરતો નથી, તે અપમાન પામે છે.

---

## पाठ ६०. कबूतर.

એકાકાર શોક કલગીદાર લક્કી ગિરેબાજ
લોટણ યાહુ શિરાજી થરથરી

કબૂતર તરેહ તરેહનાં થાય છે. જંગલી કબૂતર રંગે આસમાની હોય છે. તેની છાતી ઝળકતા લીલા રંગની, પાંખઉપર બે કાળા લિસોટા, ને પૂછડીનો છેડો કાળો હોય છે.

પાળેલાં કબૂતરોમાં લક્કી, ગિરેબાજ, લોટણ, યાહુ, શિરાજી, થરથરી, ને કાસદીઆં કબૂતરની જાત હોય છે.

લક્કી કબૂતર પોતાની પૂછડીનાં પીછાં ઉંચાં ને પોહોળાં કરીને મોરની પેઠે કળા કરે છે. પછી પોતાની ગરદન એટલી તો ઉંચી કરે છે કે ખીલેલી પૂછડી ને ગરદન એકાકાર થઈ જાય. એ રીતે કળા કરીને તે નાચે છે, ત્યારે બહુ રળિયામણું દેખાય છે. લક્કી જોડાવિના રહે નહીં, ને જો એક મરી જાય તો બીજું પણ શોક કરીને મરી જાય.

ગિરેબાજ કબૂતરની પાંખ ઝાલીને ઉંચું ફેંક્યું હોય, તો ગોતાં ખાતું ખાતું નીચે આવે, ને ઉપર ચડે.

લોટણ કબૂતર હાથમાં રાખીને થોડી વારસુધી હલાવ હલાવ કરીને પછી છોડી દીધું હોય, તો તે ભોંયઉપર ગુલાંટ ખાયા કરે છે. જો તેને કોઈ ઝાલી ન લે, તો લોટી લોટીને મરી જાય.

યાહુ કબૂતરનું ગળું જાડું હોય છે, ને તેની મરજીમાં આવે ત્યારે તે ઘણુંજ ફૂલવે છે.

શિરાજી કબૂતરના માથાઉપર કલગીદાર ટોપી હોય છે. તે તેની ખુશીમાં આવે ત્યારે ઉંચા કરીને નાચે છે. ધળી એની આંખનીચે માંસ લચેલું હોય છે, તેથી તે મોટી દેખાય છે. તેનાં પીછાં લીલા આસમાની રંગનાં હોય છે.

થરથરી એ લક્કીના જેવુંજ હોય છે, પણ એની ગરદન લક્કીની પેઠે પૂછડીની સાથે એકાકાર થઈ જતી નથી. નાચતી વખત એની ડોક થરથર ધ્રૂજ્યા કરે છે, તેથી એનું નામ થરથરી પાડ્યું છે,

કાસદીઆં કબૂતરની આંખની ચોમેર ધોળું પોહોળું કુંડાળું હોય છે, અને પાંખનાં પીછાં કાળાશપર હોય છે. એ કબૂતરને ગમેત્યાં લઈ જઈને મૂકી દે, તો તે પોતાને ઠેકાણે પાછું આવે. એનામાં એવો ગુણ છે, વાસ્તે કાગળ લખીને એની ડોકે બાંધ્યો હોય, તો તે લઈને પોતાને ઠામે જાય છે. દહાડે ને રાત મળીને ૩૫૦ ગાંઉ એ કબૂતર ચાલે છે.

---

## पाठ ६१. शरीरनां अंग—भाग १.

ખોપરી　　મગજ　　થોભા

માણસ પગવડે ટટાર ઉભું રહે છે. એનું માથું બંને ખભાના વચ્ચે ડોકઉપર ટટાર રહે છે. એને બે હાથ, ને બે પગ છે. એ હાથવડે હરેક જણસ ઝાલે છે. એના પગનું તળીઉં ભોંયને અડીને રહે છે. માથું જમણી ને ડાબીમેર ફરે છે. માથાનું તાળવું ને બોચીનો ઉપલો ભાગ એ સર્વેને ખોપરી કહે છે, તેના ઉપર વાળ ઉગે છે. એ ખોપરીની માંહિ મગજ હોય છે. ખોપરી જાણે તે-નો દાબડો હોય એમ છે. એ હાડકાના દાબડાઉપર કંઈ થોડું ઘણું વાગે, તોપણ માંહે મગજને જરાએ આંચ આવતી નથી.

મોંઉપર આંખો, નાક, મોઢું, હડપચી, અને એકેક પાસે ગાલ હોય છે. આંખઉપર પોપચાં છે; ને પોપચાંને પાંપણ છે, તેવડે આંખો મીચાય છે, અને ધૂળ, કચરો, વા, તથા અતિશે અજવાળાને આંખમાં જતાં એ બહુ ખાળી રાખે છે. આંખમાંથી જરી જરા પાણી નીકળે છે, તેથી ડોળા ઉપરથી ભીના રહે છે.

આંખોઉપર ભમર છે. તેથી ઉપર કપાલ આવ્યું. જે કંઈ પાસે હોય, તે માણસ આંખોવડે દેખે છે. અતિશે છેટે ન હોય તે પણ દેખાય છે. આંખોની વચ્ચે ને બે ગાલની વચ્ચે નાક છે. એમાંનાં બે કાણાંને નસકોરાં કહે છે. નાકવડે વાસ માલમ પડે છે નાકની નીચે ભાઈડાને જે વાળ ઉગે છે તે મૂછો કહેવાય છે. કોઈ તો મૂછોના થોભા રાખે છે. મોઢાની નીચે હડપચી છે.

## પાઠ ૬૨. શરીરનાં અંગ.—ભાગ ૨.

ફેફસું રાક્ષી તાળવું

મોઢાની માંહે તાળવું, જીભ, ને દાંત રહેલા છે. દાંત બે ડાચામાં હારે હારે જોડેલા હોય છે, ને તે બે હારો એક એકને લાગે છે. બધા દાંત એક તરેહના નથી. આગલા દાંત એકવડા, ને પાછલા બેવડા છે તેને દાઢો કહે છે. આગલા દાંત કરડવાના કે ઝાલવાના કામમાં આવે છે. ચાર રાક્ષીઓ ફાડવાના કામમાં આવે છે. દાઢોવડે તો ચવાય છે. જેમ ઘંટીમાં દાણા દળાઇને તેનો લોટ થાય છે, તેમ જેકાંઈ ખાધામાં આવે છે, તે દાઢતળે ચવાઇને ઝીણું થાય છે. જે ચાવવાનું હોય તેને દાંતવચ્ચે વારે વારે જીભ લાવે છે, ને આખા મોઢામાંથી લાળ છૂટે છે, તેની જોડ મળીને તેને વધારે ઝીણું ને સુવાળું કરે છે. પછી તે ગટ લઇને ગળે ઉતરીને કોઠામાં જાય છે. ખાધેલું મોઢામાં હોય છે તેટલી વારમાં જીભ ને તાળવું તેનો સ્વાદ લે છે. મોઢું બોલવાનું કામ પણ બજાવે છે. છાતીની નીચે જમણી બાજુએ ફેફસું છે, તેમાંથી શ્વાસ નીકળે છે. મોઢું, હોઠ, જીભ, દાંત, અને તાળવું, એ સૌવડે માણસની વાચા થાય છે.

માણસને નાકવડે વાસની ખબર પડે છે, જીભવડે સ્વાદ સમજાય છે, કાનવડે સંભળાય છે, આંખવડે હરેક વસ્તુનાં રૂપ, રંગ, ને હાલચાલની ખબર પડે છે. બીજી વસ્તુને અડચાથી જે ગુણ માલમ પડે તે જાણવામાટે ચામડી કામમાં આવે છે. ઉપર લખ્યા પ્રમાણે વસ્તુનાં રૂપ, સ્વાદ, વાસ, વગેરે ગુણ જેથી માલમ પડે છે તેને ઇંદ્રીઓ કહે છે. માણસને પાંચ ઇંદ્રીઓ છે. તેમનાં નામ, આંખ, કાન, નાક, જીભ, અને ચામડી.

---

## પાઠ ૬૩. બીડનો કૂતરો.

નધણીઆતું બીડ

એક કૂતરો ઘાસની ગંજીઉપર બેઠો હતો. ત્યાં વગડામાં ઘાસનું એક નધણીઆતું બીડ હતું. ત્યાં એક ભૂખી ગાય ઘાસ ખાવાને

આવી તે જોઇને કૂતરો તેને ભસવા લાગ્યો, ને તે પાસે આવી, ત્યારે કરડવા દોડ્યો. ગાયે બહુએ કાલાવાલા કર્યા, પણ તે કૂતરાએ એક તરણું સરખું તેને ખાવા દીધું નહીં. ત્યારે ગાય નિરાશ થઇને પાછી વળી, અને વળતી વેળા કહ્યું કે અરે નીચ, તું આ ઘાસ ખાતો નથી, તને એ કશું ખપનું નથી, તોપણ તું મને ખાવા નથી દેતો. તારા જેવો અદેખો મેં કોઈ દીઠો નથી. આવી રીતે અદેખાઈ કરે છે તેમાં પરમેશ્વર તારૂં શું ભલું કરશે.

આ જોડી કાઢેલી વાતપરથી એવી શીખામણ લેવી કે આપણને કાંઈ ખપ ન આવતું હોય તે બીજાને વાવરવા દેવું. અદેખાઈ કરવી નહીં. ઉપલી વાતમાં કૂતરાએ કર્યું, તેમ કરવું નહીં. એ જો પોતાના ધણીનું ખાડ સાચવવા બેઠો હોત, અને ગાયને ઘાસ ખાવા દીધું નહોત, તો વાજબી હતું. પણ પોતાને કામ ન લાગે એવી વસ્તુ, જે વાવરવાનો સઘળાનો હક સરખો, તે બીજાને વાવરવા દીધી નહીં, એ ઘણુંજ નીચ કામ કીધું. કોઇને સુખી જોઇને આપણે બળવું નહીં.

---

## पाठ ६४. ईश्वरनो उपकार.

કૂર સોગન ઉપદેશ, સુકૃત
હરી પ્રતાપ વસ્ત્ર

દોહરા.

બહુ જન રસ્તામાં પડ્યા
દેખું ખુલ્લે અંગ,
મુજને સઘળા અંગપર
વસ્ત્ર મળે નવરંગ.
કેટલા એક કંગાલને
નહીં રહેવા ઘરબાર,
ઘર રહેવા મુજને મળે,
સૂવા બિછાનું સાર.

બીજા નાની વયથકી
શીખે ક્રૂર વચંન,
જૂઠા સોગન મુખ વદે,
દીસે પાપી જંન. ૩

જ્ઞાન મળ્યું ઉપદેશથી
સુજને હરિ પ્રતાપ,
ડર રાખી સુકૃત કરે,
રાજી રહે પ્રભુ આપ. ૪

(સત્યપ્રકાશ.)

---

## पाठ ६८. सोनुं ने रुपुं—भाग १.

.સિક્કા નરદમ વળાં ભાષા ખડી

સોનું પીળું છે, ને તે રેતી તથા પથરામાંથી જડે છે. આફ્રિકા તથા અમેરિકા ખંડની કેટલીક નદીઓનાં તળીઆંમાંથી પણ નીકળે છે. વળી અમેરિકા ખંડમાં કાલિફોર્નિઆ દેશ છે, તેમાંથી તથા આસ્ટ્રેલિઆમાંથી થોડાં વરસ થયાં બહુ સોનું નીકળે છે. સોનું ઘણુંજ નરમ છે, માટે એનાં વાસણ વગેરે ઘાટ ઘડવા હોય ત્યારે તેમાં જરા તાંબુ કે રૂપું ભેળી કઠણ કરે છે. તે બીજા ઉપયોગમાં આવતું નથી.

નર્યાં રૂપાના ગઠા ઘણીવાર જડે છે. આપણા ડીલમાં જેમ નસો પ્રથરાએલી છે, તેવીજ રીતે ભોંયમાં નીચે ખડકમાં રૂપાનાં વળાં પથરાએલાં હોય છે. રૂપાની મોટી ખાણો અમેરિકા ખંડમાં છે. એ શોભિતી ધાતુ છે. એનું તોલ સોનાકરતાં અરધું છે, એટલે એક સોનાનો કકડો લઈએ, ને તેનાજ જેવડો રૂપાનો લઈએ, તો રૂપાના કકડાનું વજન સોનાના કકડાકરતાં અરધું થશે. સોનાની પેઠે રૂપું પણ નરમ છે. એ વેહેલું ઘસાઈ ન જાય માટે આશરે બારમે હિસ્સે તાંબું ભેળવે છે. સિક્કો એટલે નાણું કરવામાં રૂપું ઘણું ખપે છે. રૂપાનાં જાડાં પતરાં કરી તેના ગોળ કકડા કરે છે, પછી

તેને ખરે ઘાટાની બે અડીવચ્ચે દાબે છે. એમાંની એક અડી-પર રાણી સાહેબનું ડોકું છે, ને બીજીપર " એક રૂપિઓ," એમ અંગ્રેજી ભાષામાં લખેલું છે. એ છપાય એટલે રૂપિઓ થાય. રૂપિઆનું તોલ એક મુંબઈનો તોલો છે, એમાં દોઢેક આનો તાંબાનો ભાગ છે.

---

## पाठ ६९. सोनुं ने रुपुं.—भाग २.

આ દેશમાં બૈરાં તથા છોકરાં સોનારૂપાનાં ઘરેણાં બહુ ઘાલે છે. એ ચાલ સારો નથી. છોકરાંને ઘરેણાં કરાવે, ને લૂગડાં પહેરાવે નહીં, એ કેવી ગાંડાઈ! હાથે સોનાની કે રૂપાની કલ્લી, કોટમાં કંઠી, કેડમાં કંદોરો, ને લૂગડાં પહેરે નહીં! ઘરમાં ને બહાર નાગો નાગો દોડે, એ કેવું સારૂં દેખાય! શિઆળામાં ટાઢે ધ્રૂજે, ચોમાસામાં હવાએ માંદા પડે, ને ઊનાળામાં તડકે કાળા થાય, તોપણ જોઈએ તેવાં લૂગડાં કરાવે નહીં, ને નાતમાં જમવા મોકલે ત્યારે ઘરેણાં ઘાલે. જુઓ એ કયા ડાહપણની રીત! તેને જોઈએ તેવું, એટલે જબરૂં ને પુષ્ટી કરે એવું, ખાવા પીવાનું આપવામાં, ઊજળાં ને જરૂરિઆત લૂગડાં પહેરાવ-વામાં, અને ભણાવવામાં તથા ચોપડી વેચાતી અપાવવામાં પૈસા ન ખરચે, ને ઘરેણાં કરાવે, એ ગાંડી રીત છે. બૈરાંને ડીલે સોના રૂપાનાં ઘરેણાં, ને ફાટાં તૂટાં ને મેલાં લૂગડાં એ કેવું ખોટું દેખાય છે? નઠારાં ઘર, ને ઓઢવા પહેરવાને તથા ખાવા પીવાને દુઃખ ભોગવે, ને પેટીમાં ઘરેણાં રાખે, એ કેવો ઉંધો ચાલ છે! પૈસાદાર લોકની બાઈડીઓને કદાપિ થોડાં ઘરેણાં શોભે, તેની ના નહીં, કેમકે તેમને તેવાં લૂગડાં પહેરવાં બની શકે છે, અને તેમને બીજી બધી વાતે સુખ છે. ખાતાં પીતાં વાવરતાં વધે તેનાં ઘરેણાં કરાવવાં, એ કદાપિ જરા ઠીક હોય, પણ દુઃખ ભોગવીને ઘરેણાં કરાવવાં, એ મૂરખાઈ છે. ખરચ કરતાં વધે તો પૈસા એકઠા કરવા, ને વ્યાજે મૂકવા કે તેનો વેપાર કરવો, કરજ કરીને ઘરેણાં કરાવવાં એ તો ઘણીજ મૂરખાઈ છે. પૈસાદારનાં છોકરાંને પણ ઘરેણાંથી વખતે નુકસાન થાય છે. છોક-રાંનાં ઘરેણાં ચોરવામાટે ઘણી વાર ચોર તેમને મારી નાંખે છે. કેટ-

કેટલાએક મૂરખ લોકની બાઈડીઓનાં ઘરેણાં તોલમાં ઘણાં ભારે હોય છે, તેથી તેમનાં અંગ કંતાઈ જાય છે, ને નબળાં થઈ જાય છે। એ સિવાય ઘરેણાં પહેરવાના બીજા ઘણા ગેરફાયદા છે.

---

## પાઠ ૬૭. તાંબું ને લોઢું.

ગંધક હથિઆર ભરતર ઘડતર પોલાદ

તાંબું ઘણા દેશની જમીનમાંથી નીકળે છે. વિલાયતમાં કેટલીક તાંબાની ખાણો છે. તેમાંનું ઘણું ખરૂં તાંબું ગંધકજોડે મળેલું હોય છે. તેને તપાવી ગંધકને જૂદો પાડે છે. થોડાં વરસઉપર આસ્ટ્રેલિઆમાંથી નરદમ તાંબું નીકળ્યું હતું.

બીજી ધાતુ કરતાં તાંબું માણસે પહેલું વાપરવા માંડ્યું હશે એવું જણાય છે, કેમકે ઘણાજ જૂના કાળમાં કાંસાનાં વાસણ અને હથિઆર કરતા હતા. તાંબામાં કલાઈનો ભેળ કરવાથી કાંસું થાય છે. કાંસું તાંબાની પેઠે કટાતું નથી. સોનારૂપાકરતાં તાંબું બહુ સોંઘું છે, કેમકે એ ઘણું મળે છે. એક તોલા સોનાનું રૂપું લઈએ તો આશરે પંદર તોલા આવે, ને તાંબું લઈએ તો આશરે હજાર તોલા આવે. તાંબાના પૈસા ને પાઈ પણ થાય છે. વાહાણને જીવડાં ન લાગે તથા પાણીમાં રહેલો ભાગ લીસો થાય, માટે તેની બેમેર તાંબાનાં પતરાં જડે છે. એનાં પતરાં કેટલીક તરેહનાં કોતરવાનાં કામમાં પણ આવે છે.

સૌ ધાતુઓમાં લોઢું ઘણુંજ ઉપયોગી છે, ને તે ઈશ્વરકૃપાથી ઘણુંજ જડે છે. ઘણા ખરા દેશમાં એ નીકળે છે. કેટલાએક પથરા રાતા દીસે છે, તે લોઢાને લીધે. એ બીજી ધાતુઓજોડે મળેલું હોય છે, તેથી જૂદું પાડવાને વિલાયતમાં નીચે લખ્યું છે તેમ કરે છે.

લોઢાના ઝીણા કકડા કરી ભઠ્ઠીમાં નાંખે છે, ને જોડે ચૂનાના પથરા ને વિલાયતી કોયલા નાંખે છે. પછી ભઠ્ઠીમાં બહુજ તાપ કરે છે એથી લોઢું ઓગળી જાય છે; ને ભઠ્ઠીમાં તળે કાણું હોય છે

તેમાંથી લોઢાનો રસ નીચે વાસણમાં ઊતરી જાય છે, ને કચરો પથરા વગેરે ઉપર રહી જાય છે. તે રસ ઠરે છે ત્યારે એને ભરતરનું લોઢું કહે છે. એ સખ્ત પણ બરડ છે. કઢાયાં વગેરે બીજો સામાન લોઢાનો થાય છે.

એનો ઘાટ ઘડાય એવું કરવાસારૂ એને ફરીથી ગાળે છે, અને દૂધપાકની પેઠે ખૂબ હલાવે છે; છેલ્લે બહાર કાઢી ટાઢું પાડી મોટા હથોડાવતી ખૂબ ટીપે છે, ત્યારે એ ઘડતરે લોઢું થાય છે. પછી તેના ખીલા, તાળાં, કડાં, વગેરે સામાન બને છે.

---

## पाठ ६८. तोल तथा माप.—भाग १.

| | | | |
|---|---|---|---|
| કાટલાં | માપું | અધોળ | નવટાંક |
| ખાંડી | ખેડીઉં | કળશી | ગજ |

વેચવા સાટવામાં બે રીત ચાલે છે. કેટલીક જણસો તોળીને અને કેટલીક ભરીને અપાય છે. અનાજ, રૂ, ઘી, વગેરે ચીજો તોલબંધ, ને તેલ, લુગડાં, દૂધ, વગેરે, ભરતબંધ વેચાય છે. તોળવાને વાસ્તે કાટલાં બનાવેલાં હોય છે, અને ભરવાને વાસ્તે માપાં કે ગજ કરેલા હોય છે.

કાટલાં ઘણા પ્રકારનાં હોય છે, અધોળી, નવટાંક, પાશેરો, અધશેરો, શેર, બશેરી, પાંચશેરી, અધમણ, મણ, વગેરે. પણ બધાં ગામનાં કાટલાં સરખાં નથી હોતાં; કોઈ ગામનો શેર નાનો ને કોઈ ગામનો મોટો, એનું તોલ અસલ પૈસાપરથી નીકળેલું છે, તેથી જ્યાં જેવા પૈસા ત્યાં તેવું તોલ. એથી મોટી હરકત પડે છે માટે બધે એકસરખું તોલ હોય તો સારૂં. હાલમાં સરકારી પૈસાપ્રમાણે આવું તોલ છેઃ—૧૩ાા પાઈ એટલે સાઢા ચાર પૈસા ભારની એક અધોળી, અને એવી સોળ અધોળીનો એક શેર જાણવો. ચાળીશ શેરનો મણ થાય છે, તે તો સૌ જાણે છે. મણકરતાં વધારે જે તોલ થાય છે તેને ખાંડી, ખેડીઉં, કળશી, મુડો, ભારૂ વગેરે નામ આપેલાં છે.

સોનું રૂપું તોળવાને રતી, વાલ, ગદિઆણો, અને તોલો હોય છે. એક ચણોઠી અથવા ગુંજ એક રતી કહેવાય છે. તેઉપરથી ૩ રતીનો વાલ, ૧૬ વાલે ગદિઆણો, અને તોલાના બે ગદિઆણા થાય છે.

---

## पाठ ६९. तोल तथा माप.—भाग २.

**મણિકો તસુ વીઘાં વીશવાશી વામ**

દૂધ, તેલ, વગેરે પ્રવાહી પદાર્થો ભરવાને સારૂ વાસણ કરેલાં હોય છે. શેર માય એવું હોય તેને શેરિઓ, મણ માય તેને મણિકો કહે છે. એ શેરિઆ અથવા મણિકામાં જે માય તેનું તોલ કરી જોઇએ તો શેર કે મણજ થાય.

પણ લુગડાં ભરવાને જે ગજ થાય છે તે લાકડાનો કે લોઢાનો કરે છે. ગજના તસુ ચોવીશ, અને એક તસુ બે આંગળનો હોય છે. જેવી શેરની માથાકૂટ આપણા દેશમાં તેવીજ ગજની છે. સુતારનો ગજ, દરજીનો ગજ, વગેરે જૂદા જૂદા માપના હોય છે. પણ ખરો સરકારી ગજ, જેને નવો ગજ કહે છે, તે બે ફુટનો થાય છે.

ખેતરનું માપ વીઘાં ને વીશવાશીથી ગણાય છે. જે ખેતર વીશ વીશવાશી લાંબું ને વીશ વીશવાશી પોહોળું હોય તે એક વીઘું કહેવાય છે. બધે ઠેકાણે વીઘાનું માપ સરખું નથી, તેથી કોઈ ઠેકાણે નાનાં વીઘાં છે, ને કોઈ જગ્યાએ મોટાં છે. પણ સરકારી રાજમાં ગામે ગામનાં ખેતરો એક સરખે માપે માપેલાં છે તેને એકર કહે છે.

ગામ ગામની વચ્ચે જે અંતર હોય છે તેને ગાઉએ માપે છે. અસલ ૨૦૦૦ વામનો એક ગાઉ ગણાતો, પણ હાલ તો ગાઉનું માપ નક્કી નથી. આ ગામથી તે ગામ આટલા ગાઉ છે એવું આશરે ઠોકી બેસાડે છે. તેથી કોઈ ગાઉ નાના ને કોઈ ગાઉ મોટા હોય છે. સરકાર મૈલથી અંતર માપે છે. ૮૮૦ વામનો એક મૈલ છે.

કેટલાક લુચ્ચા દુકાનદાર અને બીજા ધંધાદારીઓ ઓછાં કાટલાં ક માપ રાખીને ઘરાકને છેતરે છે. એ કેવું ખોટું કરે છે! સારો માણસ એવું કદી કરે નહીં, કેમકે એ કામ ચોરી કર્યા જેવું છે. એવા લોકમાં

તેની આબરૂ જાય છે, ને સરકારમાં માલમ પડે છે ત્યારે તેઓ દંડાય છે; પછી તેમનો કોઈ વિશ્વાસ કરતું નથી.

---

## पाठ ७०. विवेक.—भाग १.

વિવેક   મરજાદા   તોછડાઈ

માબાપે છોકરાંને નાનપણથી વિવેક રાખવાની ટેવ પાડવી. એ ચાલ જેવો માબાપમાં છોકરાં જુએ છે તેવો તેમનામાં આવે છે. માબાપ કોઈ ઘેર આવે તેની સાથે જેમ ઘટે તેમ મરજાદાથી બોલે ચાલે, તથા તેને જેમ ઘટે તેમ માન આપે, તેપ્રમાણે છોકરાં શીખે છે. જે ઘેર વિવેક કરવાની ચાલ નથી, તે ઘર મોટા કુળનું હોય તો પણ લોક તેનું માઠું બોલે છે; અને જે ઘેર વિવેક કરવાની ચાલ છે, તે ઘર ગમે તેવું હોય, તોપણ લોક તેનુ સારૂં બોલે છે, અને વખાણ કરે છે. ખરેખરૂં જોતાં જેને ઘેર જેવો વિવેક, તેપ્રમાણે તેનું કુળ ઉંચું, કે નીચું સમજવું. ઘેર આવે તેની સાથે સલુકાઇથી બોલવું ચાલવું એમાંજ વિવેક છે, એમ ન સમજવું. રસ્તે જતાં કોઈ સારો ઓળખીતો માણસ મળે, તો તેની સાથે અદબથી વરતવું. જેને જે રીતે ઘટે તેવી રીતે તેને નમવું. બ્રાહ્મણ બ્રાહ્મણને મળે તો તેણે નમસ્કાર કરવા. વાંણિઆ વાણિઆને મળે તો તેણે જેગોપાળ કરવા. શ્રાવક મળે તો તેમણે જુહાર કરવા. પટેલ, કણબી, કે બીજીજાત મળે તો અરસપરસ રામ રામ કરવા. સાહેબલોકોને, પારશીને, તથા મુસલમાનને આપણે સલામ કરવી. એ રીતે માન આપવાનો ધારો છે, અને તે રીતે ન ચાલીએ, તો તોછડાઈ માલમ પડે.

---

## पाठ ७१. विवेक.—भाग २.

ચેષ્ટા   વિવેકી   અવિવેકી

હવે તમને વિવેકી ને અવિવેકી છોકરાં કેવાં થાય છે તેની એક બે વાત કહું છું, તે સાંભળીને સરતમાં રાખજો, અને બેમાં કેટલો

ફેર છે તે સાંભળીને વિવેકી થતાં શીખજો. એક વખત એક ફળીઆમાં બે ચાર છોકરા લખોટે રમતા હતા. ત્યાં એક આંધળો ડોસો લાકડી ઝાલીને આવ્યો. તેણે પેલા છોકરાને બોલતા સાંભળીને પૂછ્યું કે ભાઈ, આ ફળીઆમાં ભૂખણ શેઠનું ઘર છે તે ક્યાં છે? તે સાંભળીને એક છોકરો બોલ્યો કે ડાબે હાથે ચાલ્યા જાઓ. તે ડાબા હાથને રસ્તે મોટો ખાડો હતો, તેમાં તે બિચારા આંધળાને પાડવાના મનસુબાથી પેલો છોકરો એમ બોલ્યો. એક બીજે છોકરે જઈને તે આંધળાની કાછડી કાઢી નાંખી. તે જાણીને પેલા આંધળાએ આણીમેર પેલીમેર લાકડી ઢોંઢીને તેમને ધમકાવ્યા, પણ એક બીજો ગોવિંદ કરીને આઠ નવ વરસનો છોકરો હતો, તેણે પેલા બે છોકરાને એવી ચેષ્ટા કરતાં વાર્યા. પણ તે મોટા છોકરા તેનું માને! પેલે ગોવિંદે તે આંધળાને પૂછ્યું. પેલા કાકા, તમારે ભૂખણ શેઠને ઘેર જવું છે, તો ચાલો મારી સાથે. એમ કહીને પેલા ડોસાને આંગળીએ દોરી ભૂખણ શેઠ બેઠા હતા ત્યાં લઈ ગયો.

---

## पाठ ७२. विवेक.—भाग ३.

### નીવડ્યો

રસ્તે જતાં પેલા ડોસાએ ગોવિંદને પૂછ્યું, ભાઈ, તારૂં નામ શું ને તું કેનો દીકરો તે કહે. મારૂં નામ ગોવિંદ, ને હું રામશંકર ત્રવાડીનો દીકરો. પછી ડોસાએ પૂછ્યું કે તું કઈ નિશાળે જાય છે? તે કહે, હું લાલભાઈ મેહેતાજીની નિશાળે જાઉં છું. ત્યારે તે ડોસો કહે, તને આ વિવેક કરવાનું કોણે શીખવ્યું? તે કહે, એમાં શું શીખવાનું! કોઈ કેવોએ ગરીબ અમારે ઘેર આવે.તો પણ મારા બાપ ઉભા થઈને તેને બારણાસુધી લેવા જાય, તેને આવકાર દે, તથા તેનાં બાઈડી છોકરાંની ખબર પૂછે, ને કહે કે "આજ ધન ભાગ્ય કે તમારાં પગલાં મારે ઘેર; મજસરખું કામ કાજ કહેવું;" એ રીતે બોલાને તેને પાસે બેસાડે, જાય ત્યારે પાન સોપારી આપે, ને ઘરના આંગણા સુધી ,વળાવવા જાય. મારી

મા પણ એમજ કરે છે. ત્યારે ડોસાએ પૂછ્યું કે પેલા બીજા છોકરા નિશાળે જાય છ? તે કહે હા, તે પણ મારીજ નિશાળે આવે છે. પછી તે ડાસાએ ગોવિંદનાં ભૂખણશેઠ આગળ વખાણ કર્યાં, ત્યારે ભૂખણશેઠે તેની આવી સારી ચાલ જોઈને તેને એક ખાંડનું રમકડું ખાવાને આપ્યું. હવે જુઓ. તે ગોવિંદ તથા એનાં સોબતી બધા એકજ નિશાળે જતા, પણ ગોવિંદ વિવેકી નીવડ્યો. કેમકે સારી શીખામણ ને રીતભાત ધ્યાનમાં રાખતો; બીજાએ તેમ ન કર્યું માટે નઠારા નીકળ્યા.

---

## पाठ ७३. विवेक.—भाग ४.

### કકળાણ માંડમાંડ

એક દહાડો રામદાસ કરીને એક વાણિઓ બીજે ગામ તેના ઓળખીતાને ઘેર મળવા ગયો. તેને ઘેર ગયો તો તેના બારણા આગળ ઘણાં છોકરાં રમતાંહતાં, તેથી તેને પેલાના ઘરમાં જવાનો રસ્તો કરવો બહુ કઠણ પડયો. ઘરમાં પેઠો તો કોઈ નજરે પડ્યું નહીં. પછી તેણે હાંક મારીને પૂછ્યું કે ઘરમાં કોઈ છે કે? પણ જે છોકરાં રમતાં હતાં તેમાંથી કોઈએ જવાબ દીધો નહીં. છેલ્લે તે ચાલ્યો ચાલ્યો માંહે ગયો, તો ખાટલાઉપર તે ઓળખીતો પડેલો હતો, અને બાઈડી ઘરમાં બેઠેલી હતી. પણ તેને કોઈએ આવકાર સરખો દીધો નહીં. પેલા ઓળખીતાને તેણે પૂછ્યું કે શી ખબર છે? તો તેણે કાંઈ કહ્યું તે પેલાં છોકરાંના કકળાણમાં સંભળાયું નહીં. તેના હોઠ હાલતા હતા તેજ તેને જણાયા. પછી તે બાપડો ત્યાંથી રજા માગીને નીકળ્યો, પણ તેને કોઈએ માંડમાંડ પણ ન કહ્યું કે તમે જમવા રહો.

એ ઉપરથી તે વાણિઆના મનમાં આવ્યું કે છોકરાં અવિવેકી હોય તેમાં શી નવાઈ? કહેવત છે કે "बाप तेवा बेटा ने वड तेवा टेटा;" તેમ જેનાં માબાપમાં બોલવા ચાલવાની ઢાવકાઈ કે રીતભાત ન મળે તો તેનાં છોકરાંમાં તે ક્યાંથી હોય? "जेवा मावाप तेवा छोकरा."

## पाठ ७४. विवेक.—भाग ૯.

તે વાણિઆને ભૂખ લાગી હતી તેથી એક બીજા ભાઈબંધને ઘેર ગયો, તો તેના ઘરમાં પેસતાંજ એક આઠ નવ વરસનો છોકરો મળ્યો. તે છોકરો તો તેને ઓળખતોએ નહોતો, તોપણ કહ્યું કે આવો. તે વાણિઓ ઘરમાં ગયો તો એક બાર તેર વરસની છોડી દીઠી, તે પણ તેને ઓળખતી નહોતી, તો પણ પાથરણું પાથરીને તેને બેસાડ્યો. પાણીનો લોટો ભરીને તેની આગળ મૂક્યો. આ જોઈને તે ઘણો રાજી થયો, ને પૂછ્યું, છોડી, તારા બાપ ક્યાં છે? તે કહે કે દુકાને ગયા છે, ને મારી મા ધોવા ગઈ છે. એમ કહીને પોતાના બાપને દુકાનેથી તેડી લાવવાસારૂ પોતાના ભાઈને મોકલ્યો. પેલી છોડીએ પૂછ્યું કે ભૂખ્યા હશો, જમવાનું તૈયાર છે, તમે નહાઓ એટલે હું કંસાર ને શાક કરી નાંખુંછું. એમ કહીને મોટો જોટો કંસાર ભરડીને જરા વારમાં કરીને તેને જમાડ્યા, એટલે તેનો બાપ પણ આવ્યો. બંને જણ મળ્યા, મિટ્યા, વાતચીત કરીને ઘરનાં છોકરાં છૈઆંની ખબર અંતર પૂછી. પછી ત્યાંથી તે નીકળ્યો તે પેહેલે ઘેર પાછો ગયો, ને ત્યાંનાં છોકરાંને બોલાવીને તેમને શીખામણ દીધી કે તમારો બાપ માંદો છે ને તમે આટલું કકળાણ કરો તે ઠીક નહીં. વળી તેમના આગળ પેલા બીજા ઘરનાં છોકરાંનાં વખાણ કરીને કહ્યું કે જુઓ, આ કેવાં ડાહ્યાં છોકરાં છે! ત્યારે તે શરમાઈ ગયાં. તેમાંનો મોટો છોકરો હતો તે બોલ્યો કે હવે અમે સારી રીતે વિવેકથી ચાલીશું.

---

## पाठ ७૯. मित्राचारी.

કુશળતા કર આગમન મગન સહિત

પંડિતની મીત્રાચારીનો છપ્પો.

પંડિત મિત્રો મળે, વદે મુખ મધુરી વાણી ;
પ્રથમ કરી પરણામ, પાય ગંગાજળ પાણી ;

પછી સોપારી પાન, આપી કુશળતા પૂછે ;
કહે પછી કર જોડી, આગમન કારણ શું છે ?
કરી જ્ઞાન વાતચીત શાંત થઈ, સ્નેહ સહિત જૂદા પડે ;
મન મગ્ન રહે મિત્રાઈમાં, પંડિતની પ્રીતિવડે.

### મૂરખની મિત્રાચારીનો છપ્પો.

મૂરખ મિત્રો મળી, ગાળ દઈ ગમત કરશે ,
મારી પરસ્પર લાત, વાતમાં મશ્કરી ધરશે ;
મિત્રાચારી મૂળ, કેફ પીશે ને પાશે ;
ખેલી બાજી ખેલ, લડાલડી કરી ઘેર જાશે ;
મુખ મીઠાં ને મનમાં કપટ, સ્વારથ લગી સગાઈ છે ;
કદી જોખમકારી જીવને, મૂરખની મિત્રાઈ છે.

ક૦ દ૦ ડા૦

---

## पाठ ७६. माछली.



કરોડ રક્ષણ ફુગ્ગો

માછલાંને પગ હોતા નથી. તેની પીઠમાં ગાંઠાગાંઠાવાળી કરોડ હોય છે. પાણીમાં વા છે તેનો તે શ્વાસ લે છે. આપણને જેમ દમ લેવાને નસકોરાં છે તેમ તેમને નથી, પણ તેના માથા નીચે લુગડાની ઝાલર જેવું કાંઈ હોય છે તેવતી દમ લે છે. માછલાને ફુગ્ગો હોય છે તેમાં દમ ભરે છે, તેથી ફૂલે એટલે પાણી ઉપર તરી આવે છે, અને પાણીમાં જતું રહેવું હોય ત્યારે તેને દાબે છે, એટલે તળીએ જઈ બેસે છે. માછલાં બહુ ઇંડાં મૂકે છે. એક જાતની માછલી થાય છે, તે દર વખતે ૪૦ લાખ ઇંડાં મૂકે છે. એટલાં બચ્ચાં જીવે તો પારવિનાનાં થઈ પડે. પણ બીજી જાતની મા-

છલી એ ઇંડાંને તથા બચ્ચાં નીકળે છે તેને ખાઈ જાય છે, તેથી ઘણાં વધી પડતાં નથી.

માછલાં ઘણું સાંભળે છે અને ઘણું દેખે છે, પણ તેને કાંઈ અવાજ કરવાની શક્તિ હોય એવું જણાતું નથી, કેમકે એક જાતનાં માછલાં કોઈ વખત દરિઆપર એટલાં આવે છે કે દરિઆમાં અધ-ગાઉસુધીમાં પાણીપર માછલાં થઈ રહે છે. પણ તેટલાં બધાં માછલાં છતાં તેનો કાંઈ અવાજ સંભળાતો નથી. તેથી તેને કંઈ અવાજ નહીં હોય એમ લાગે છે. માછલાં નાનાંમાં નાનાં આંગળીના ટેર-વા જેટલાં થાય છે, ને મોટાંમાં મોટાં ચાર પાંચ વામ થાય છે. માછ-લાંને પણ અકલ હોય એમ લાગે છે. તે પોતાનાં રક્ષણ સારૂ તથા પોતાનાં ઇંડાં મૂકવાની સારી જગ્યા ખોળી કાઢવાની બહુ ચિંતા રાખે છે, પણ ઇંડાં મૂક્યાપછી તેની ફિકર તે જરા રાખતાં નથી. એક જાતની માછલી છે તે સમુદ્રના ખારા પાણીમાંથી જઇને નદીના ભાઠાની* રેતીમાં ઇંડાં મૂકે છે. વળી બીજી જાતની એક માછલી સમુદ્રમાં જે નદી મળતી હોય તેમાં સેંકડો ગાઉ છેટે જઇને ત્યાં ઇંડાં મૂકીને પાછી દરિઆમાં આવે છે. કેટલીએક માછલીઓ એક સમુ-દ્રથી બીજા સમુદ્રમાં વરસો વરસ જાય છે ને આવે છે.

---

## પાઠ ૭૭. વરાળ ને ધુમાડો.—ભાગ ૧.

### મોતીઆ

મગન કરીને એક છોકરો હશે, તે એક દહાડો સવારે ઉઠીને મોડેથી હેઠે આવ્યો. તે વખત પરશાળમાં સગડીઉપર તપેલી મૂકી હશે, તે જોઇને બોલ્યો, જીજી, આ ધુમાડો, આમાંથી કેમ નીકળતો હશે વારૂ? એની મા બોલી, એ ધુમાડો ન હોય બાપુ, એ તો વરાળ કહેવાય. મગન બોલ્યો, ત્યારે દેખાય છે તો ધુમાડાજેવી. મા બોલી, ધુમાડાજેવી તો ઠીક નથી, કેમકે એ તો જોને ધોળી છે, અને ધુમાડા તો ઘણો ખરો કાળો હોય.

---

* ભાઠું એટલે નદીનો રેતાળ કાંઠો.

મ૦—ત્યારે વરાળ તે શું હશે જીજી ?

જી૦—એ આ તપેલીમાંના ઉના પાણીમાંથી થાય છે દીકરા.

મ૦—ઓહો ! પાણીની એ કેટલી બધી જણસો થતી દેખાય છે ! વારૂ, ત્યારે આ લોટામાં ટાઢું પાણી છે તેની વરાળ કેમ નહીં થતી હોય ?

જી૦—એમાંથીએ થાય છે તો ખરી, પણ તે ઘણીજ પાતળી ને થોડી હોય છે, તેથી દેખાતી નથી. ટાઢ વધારે હોય ને વરાળ જરા ઉની હોય, તો તે ટાઢી પડી જાય છે એટલે દેખાય છે. શિઆળામાં આપણે મળસંકામાં ઉઠીને ઓટલે દાતણ કરવા બેશીએ છીએ, ત્યારે મોઢામાંથી કેવી વરાળ નીકળે છે ! તે તેં દીઠી છે કે નહીં ?

મ૦—હા, જીજી, દીઠી છે.

જી૦—જો એથી પણ વધારે ટાઢક લાગે, તો વરાળનું પાણી પાછું થઈ જાય. જો હવે એનો તમાશો તને દેખાડું. તપેલીઉપર આ નાની પીતળની તાસક ચત્તી ઢાંકીને એમાં ટાઢું પાણી રેડ. જરા વાર રહેવા દઈને પાછી તાસક ઉપાડીને એની નીચે શું દેખાય છે તે જોજે.

મ૦—અરે બાપરે ! આ તો બહુ તપી ગઈ છે, મારી તો આંગળી-ઓ દાઝી, જીજી.

જી૦—આ લે, આ પોતીઆનો છેડો હાથમાં રાખીને ઉપાડ એટલે નહીં દાઝે.

મ૦—હા, જીજી, આ તો તેં કહ્યું તેજ થયું. તાસકની નીચે ઝીણા ઝીણા પાણીના મોતીઆ બાઝ્યા છે.

---

## पाठ ७८. वराळ ने धुमाडो.—भाग २.

જી૦—એ તાસકનીચે મોતીઆ કયા પાણીના થયા હશે વારૂ, તે તું સમજ્યો ભાઈ !

મ૦—હા, જીજીબા, હું સમજ્યો. તપેલીમાંથી જે વરાળ નીકળતી હતી તેનું પાણી થઈ ગયું, ને તે બાઝ્યું હશે, કેમકે ઉપર ટાઢું

પાણી રેડ્યું હતું તે તો કાંઈ નીચે ગયું હોય એવું દેખાતું નથી. આ તાસક નવી છે, એ કોઈ ઠેકાણે જરાએ કાણી નથી જે તેમાંથી પાણી ગળીને નીચે ઉતરે. પણ જીજી, એ વરાળનું પાણી શી રીતે થયું હશે, એમાં મને ગમ પડતી નથી.

જી૦—ભાઈ, તને સરત છે? તેં પેહેલી તાસક ઝાલી હતી ત્યારે તે કેવી ઉની લાગી હતી? એ વરાળમાંની ગરમી તાસકે ચૂશી લીધી તેથી તાસક ઉની થઈ, અને વરાળમાંથી ગરમી ઓછી થઈ એટલે તેનું પાણી થયું. તે તાસકની વાંસે મોતીઆની પેઠે થઈને ચોંટી રહ્યું.

મ૦—વારૂ, ધુમાડાઉપર કદી થાળી ઢાકી હોય, તો તેની નીચે પણ એવા ધુમાડાના મોતીઆ બાઝતા હશે કે?

જી૦—ધુમાડો કંઈ પાણી નથી, એ તો કોયલાની રજ છે. આ થાળી ચૂલાઉપર ઉંધી ઢાંકીને નીચે છોડીઆં નાંખ, પણ ફુંકીને ભડકો કરીશ માં. જરા વાર થઈ, હવે લાવીને જો.

મ૦—હા, ખરી વાત, થાળીમાં બધી મેશ ચોંટી છે.

જી૦—જોયું બેટા? આ મેશની રજ લાકડામાંથી ગરમીના જોરથી થઈ. એજ રીતે પાણીની વરાળ થાય છે, ને બંને ઉંચાં ચડે છે. ધુમાડો ઉંચો ચડીને ઠરે છે, ત્યારે પિઢીઆંને કે છાપરાને ચોંટી રહે છે, ને વરાળ તો ઉંચી ગગનમાં જાય છે, ને ત્યાં રહે છે.

મ૦—વારૂ જીજી, ગગનમાં વાદળું દેખાય છે, એ તે છૂટાં છૂટાં ફોરાં હશે, કે તપેલામાં કે ટાંકામાં પાણી ભરેલું હોય છે તેવું હશે?

જી૦—ફોરાં તો મોટાં હોય, અને એ તો ફરફરથીએ ઝીણી હોય છે. તેં તે દહાડે પરશાળમાં તપેલીમાંથી વરાળ નીકળતી નહોતી દીઠી, તેવાં વાદળાં હોય છે.

---

## પાઠ ૭૯. વાદળાં ને વરસાદ.

એક દહાડો અષાડ મહિનામાં મગન ને એની મા મેડે બેઠાં હતાં. મા બારીકને બેઠી હતી તે બોલી, અલ્યા મગન, આમ આવ,

તને કાંઈ દેખાડું. મગન દોડતો દોડતો ત્યાં આવ્યો. મા કહે, જો, આ વાદળું પડ છે. મગને બારીમાંથી આડું અવળું જોયું પણ વાદળું કાંઈ દીઠું નહીં. પછી એની મા બોલી, તું આમ ફાંફાં કેમ મારે છે? આટલું બધું પડે છે તે હું દેખું છું ને.

મ૦—ક્યાં પડે છે? વરસાદનાં ફોરાંવિના હું તો બીજું કશું દેખતો નથી.

બા૦—વારૂ ત્યારે વરસાદનાં ફોરાં શેનાં હોય છે?

મ૦—એ તો પાણીનાં હોય છે.

બા૦—અને વાદળાં શેનાં હોય છે?

મ૦—તમે તો મને એક વેળા કહ્યું હતું જે વાદળાંએ પાણીનાં થાય છે.

બા૦—ત્યારે દીકરા, હવે સમજી રાખજે. વાદળાં પડે છે ત્યારે તે કાંઈ ઢગલો થઈને નથી પડતાં. વાદળાંનું પાણી છૂટું છૂટું થઈને પડે છે. ઘણું છૂટું થાય છે, ત્યારે તે વરસાદની ફરફર કહેવાય છે. તેથી વધારે હોય તો છાંટા, ને તેથીએ વધારે હોય તો ફોરા, અને એ બધાંને વરસાદ કહે છે.

મ૦—વારૂ, આ તો બહુ અચરજની વાત; ત્યારે વાદળું ભોંયપર પડે તેનું નામ વરસાદ, એમ ઠર્યું.

બા૦—હા બેટા, એમજ. પાણી ગગનમાં ઉંચું રહેલું હોય, ને તે દેખાય, ત્યારે તેને વાદળું કહે છે, ને તેનુંતેજ પાણી ધરતીઉપર પડે ત્યારે વરસાદ કહેવાય.

---

## પાઠ ૮૦. બિલાડી ને બગલું.

**તાલ . શિરોઈ .**

એક દહાડો બિલાડીને મન થયું કે બગલાને જમવા તેડીને એની જરા ટોળ કરીએ. પછી તેને નોતરૂં દીધું ને તે આવીને જ્યારે ભાણાઉપર બેઠો ત્યારે છાછરી થાળીમાં ખીર પીરસેલી દીઠી. બગલે ખીર ખાવાને ફાંફાં તો ઘણાંએ માર્યાં, પણ ચાંચ લાંબી, તેથી કાંઈ ફાવ્યું નહીં, ને બિલાડી તો ચપચપ ખાવા મંડી ગઈ. તે માંહે માંહે

પેલા પરોણાને પૂછતી જાય કે કેમ, આજ કેવી મજા પડે છે? રસો-ઈનો કાંઈ તાલ આવ્યો છે કે નહીં? કેમ, કાંઈ ખાતા નથી વારૂ. બગલું સમજી ગયું કે આ મારી મશ્કરી કરે છે; પણ ગમ ખાઈ ગયું, ન જાણ્યું અજાણ્યું કરીને તે તક તો મૂકવી, ને જાણે પોતાને ખાવાની મજા પડી હોય એવું દેખાડ્યું. પછી ઘેર જતી વખત બિલાડીને પાછું નોતરૂં દીધું કે કાલે મારે ત્યાં જમવા આવજો, અને તેની સાથે એટલો આગ્રહ કર્યો જે બિલાડીને તે નોતરૂં માન્યાવગર ચાલ્યું નહીં.

બીજે દહાડે બિલાડી બગલાને ઘેર જમવા ગઈ ત્યાં તો એક શિશિઈમાં કેરીનો રસ ભરેલો દીઠો. બિલાડી તો ટગર ટગર જુએ, પણ એનું કાંઈ વળે નહીં. શિશિઈનું ગળું લાંબું ને સાંકડું, તેથી બિલાડીનું મોં માંહે પેસે નહીં, ને બગલું તો એની લાંબી ચાંચવડે શિશિઈમાંથી રસ કાઢી કાઢીને ખાતું જાય. પછી બિલાડીએ સામું જોઈને મોં મલકાવીને કહ્યું કે આજ તમે સ્વાદે જમો છો તેથી હું રાજી થઈ. બગલો બોલ્યો, કાલે તમારે ત્યાં જેવી મને મજા પડી હતી, તેવી આજ તમને પડી હશે. બિલાડીએ એ વાત સાંભ-ળીને મોં નીચું ઘાલ્યું, પણ મનમાં તો બહુજ દાઝ ચડી.

---

## પાઠ ८१. जुगारी छोकरांविषे.

છકેલ ખતા ભમેલ ભુત કપૂત
ગોઠીઆ મનખાં જૂગટું

---

પ્રમાણિકા છંદ.

છકેલ છેલ છોકરો, ઠગાય ખાય ઠોકરો,
જુગારી સંગ જાય તે, ખતા ઘણાક ખાય તે,
ભમેલ જાણી ભૂત છે, પિતા કહે કપૂત છે;
ગમાર ચાર ગોઠીઆ, પીટાય જેમ પોઠીઆ.

દ૦ ડા૦ ભા૦

ચોપાઈ.

જૂગટું છે તે દુર્ગુણ જાણ, ઘણા લોકની થાયજ હાણ.
માણસને એ વળગે સહી, પાછો તે તો જાયજ નહીં.
જૂગટું છે એ દુર્ગુણ સહી, એમાં ફળ કાંઈ પણ નહીં.
જે જન એને વળગી રહ્યો, તેનો મનખ્યો એળે ગયો.

અમરસી.

---

## पाठ ८२. कूतरो अने तेनां सगांवहालां.

### भाग १.

વણજારો   પેઢી

એક વણજારાને ત્યાં મોતીઓ નામે પાળેલો કૂતરો હતો. તે એક દહાડો ઘેરથી થોડ છેટે ગયો, એટલે તેણે એક વરૂ ને શિઆળ દીઠાં. તેમનો તેને વેહેમ આવ્યો, તેથી તેણે જરા આઘે રસ્તો લીધો. તે જોઇને તેને શિઆળે હાંક મારી કે ભાઈ, જરા આમ તો આવો, મારે કાંઈ તમને વાત કહેવી છે. આપણે તો સગા થઈએ છીએ, તે તમે જાણો છો કે? હું અને આ વરૂભાઈ હમણા સગપણની વાતો કરતા હતા તેમાં પેઢી ગણતાં તો જણાય છે કે આપણે ત્રણે કુટુંબી છીએ. તે તમે નહીં જાણતા હો તો હું કહું છું. આપણે એક જાત છીએ, અને એક સમે આપણા બાપદાદા સાથેજ જંગલમાં વસતા હતી. પણ તમે માણસમાં જઈને વસ્યા, અને મારા ને વરૂના બાપદાદા વગડામાં રહ્યા. મારા બાપદાદા જરા વધારે ઉત્તરે વસ્યા તેથી ટાઢને લીધે ઠીંગણા થયા, ને ખોલમાં રહેવા લાગ્યા. ટાઢ ન વાય માટે અમારાઉપર જાડાં રૂવાં ઉગ્યાં, ને પૂછડામાં વાળનો ગુછો થયો. પણ આપણું કુટુંબ અસલ એકજ. માટે આવો, આપણે હવે ભાઈબંધી કરીએ. કેમ વરૂભાઈ, તમે શું કહો છો ? તે કહે, મારે પણ એમજ જોઈએ. પછી કૂતરે તેમના શરીર જોયાં, તો કેટલીક વાતમાં મળતાં દીઠાં, તેથી સગપણ કબૂલ કર્યું ને ભાઈબંધી કરી.

## પાઠ ૮૩. કૂતરો અને તેનાં સગાંવહાલાં.

### ભાગ ૨.

દોસ્ત ભોળો ગોઠવું પરાયું

પછી ત્રણ દોસ્તો ફરવા નીકળ્યા. તેમને જોઇને નાનાં જનાવર સંતાઈ ગયાં, ને એક મેઢાંનું ટોળું તો જીવ લઇને નાઠું. તે જોઇને કૂતરો ઘણું અચરજ પામ્યો, તોપણ જૂદા પડતી વખતે કહ્યું કે બને ત્યારે મારે ઘેર પધારજો. બીજે દહાડે સાંજે તે ભાઈબંધ કૂતરાને ત્યાં આવ્યા, અને અંધારું થયું ત્યાંસુધી રહ્યા. કૂતરે તેમને પોતાના ખાવાનામાંથી ખવરાવ્યું, ત્યારપછી તેઓ રામરામ કરી રજા માગીને ગયા. બીજે દહાડે સવારે એક કૂકડી અને તેનાં બે બચ્ચાં ખોવાયાં, તથા બે બકરાંને કોઇએ મારી ખાધાં એવી બૂમ પડી. પણ પેલા ભોળા કૂતરાને ભાઇબંધવિષે કાંઈ વેહેમ આવ્યો નહીં.

બીજે દહાડે પેલાં બે સગાં પાછાં કૂતરાભાઈ પાસે આવ્યાં. તેને બીજે દહાડે પણ એક કૂકડી ને એક મેઢું ખોવાએલું જણાયું. ત્યારે મોતીઆને પોતાનાં નવાં સગાનો વેહેમ આવ્યો, ને પોતાના ધણીના હુકમવગર પરાયાં જનાવરને ઘરમાં તેડી લાવ્યો, તેથી પસ્તાવા લાગ્યો. ત્રીજી સાંજે વહાલાં સગાં આવ્યાં, ત્યારે તેમને ઓછો આવકાર દીધો નહીં, ને કહ્યું કે બાપા, તમારે આવવું હોય તો દિવસે આવો. ત્યારે તે કહે, અમને દિવસે નવરાશ નથી, તે કેમ કરીએ? તમને મળ્યાવગર તો ચાલે નહીં; એક દહાડો તમને ન દેખીએ તો અમારા જીવને ગોઠે નહીં.

---

## પાઠ ૮૪. કૂતરો ને તેનાં સગાંવહાલાં.

### ભાગ ૩.

કરતૂક સુદો દાવો સંબંધ

એ દિવસે તે વરૂ અને શિઆળને માંન આવકાર ઠીક ન મળ્યું તેથી થોડી વારમાં તરત તેઓ રજા લઇને નીકળ્યાં. તેમની પાછળ

પાછળ મોતીઓ પણ હળવે હળવે ગયો, અને છેટે રહી તેમનાં કર-તુક જોતો હતો, એટલે વરૂ એક બકરૂં પકડી લઇને નાઠું. તે બકરૂં બરાડવા માંડ્યું, એટલે કૂતરે પોતાના સગાને મુદ્દાસાથે પકડ્યો, ને લડીને તેને છોડાવ્યું, અને તેને કહ્યું કે અરે ગુંડાળ, અરે લુચ્ચા, તું મારી સાથે સગપણનો દાવો આવું કરવાને રાખે છે ! જા, કાળું કર; મને તારૂં મોં દેખાડીશ નહીં.

કૂતરો પાછો વળીને આવતો હતો, તે વખતે શિયાળ કૂકડીના ખડા આગળ ફાંફાં મારતો હતો. તે કૂતરાને દેખીને તેના પાસે આવ્યો. કૂતરાની આંખ જરા રાતી જોઇને પગે લાગ્યો ને બોલ્યો, મોતી ભાઈ, હું તો કશામાં નથી. વળી તેણે વરૂને કહ્યું, અલ્યા, આ તેં શું કર્યું ? કુળને લાજ લગાડી. ત્યારે મોતીઓ બોલ્યો, જાઓ રે લુચ્ચા, તમે બંને ખોટા છો. તમે બંને મારા કુટુંબી હશો, પણ તમારા ને મારા સ્વભાવમાં ફેર છે, માટે તમારી દોસ્તી મારે ન જોઈએ. એમ કહીને તેમને કાઢી મૂક્યા.

એઉપરથી સાર એ જે કોઈ નુવાં માણસ પોતાની મતલબ સાધ-વાસારૂ આપણીસાથે સંબંધ કે દોસ્તી કરવા આવે, ને આપણાં વખાણ કરે તો તેમની સાથે સંબંધ કર્યા પેહેલાં લાંબો વિચાર કરવો.

---

## पाठ ८९. पांचु इंद्रीओनी वात.—भाग १.

**ઉદાસ. સંતાપ**

નાનો કરીને એક બાર તેર વરસનો છોકરો હશે. તેનો એક કાકો હરજીવન નામે હતો, તે અમદાવાદ શેહેરની પાસે નરોડા ગામમાં નિશાળ માંડતો હતો. એક દહાડો એ બેઉ જણ કોઈ નિશાળીઆને સારૂ સ્લેટ ને ચોપડીઓ લેવાને અમદાવાદ ગયા. ત્યાંથી બીજે દહાડે મોટા માળસકામાં ઘેર આવતા હતા. વાટે ચાલતાં નાનો કાંઈ બોલે નહીં કે વાત ન કરે તેથી તેના કાકાએ પૂછ્યું, કેમ નાના, આજ તું કાંઈ બોલતો નથી, છાનોમાનો ઉદાસની પેઠે ચાલ્યા કરે છે; શા વિચારમાં છે ?

એ સાંભળીને નાનો બોલ્યો, કાંઈ નહીં કાકા, હું તો માસ મનમાં વિચારતો હતો કે આપણે પેલી સારી સારી હવેલીઓ જોતા આવ્યા તેવી એકાદ આપણને રહેવાને હોય, અને પેલા દુકાનોમાં જે સુંદર વસ્તુઓ જોઈ તે બધી લેવાને આપણીકને પૈસા હોય, તો કેવું સારૂં થાય; મને કાંઈ ચીજ લેવાનું મન તો થાય, પણ પાસે પાઈ સરખી- એ ન મળે-તે શું કરૂં?

હરજી—આ શેહેર જોઈને તારા મનને સંતાપ થયો, એથી મને જરા ખોટું લાગે છે, કેમકે તું જાણે છે કે જે કાંઈ આપણી પાસે છે, તે પરમેશ્વરે આપેલું છે, અને જે આપણને ધરકારત હોય, તેજ તે આપે છે. જો, તેણે શું શું આપેલું છે તેનો વિચાર કર. આજનો દહાડો કેવો રળિઆમણો છે! આકાશનો રંગ કેવો મજાનો છે! કેવો થંડો વા વાય છે! આ વાડપર કેવાં સુંદર ફૂલો આવી રહ્યાં છે! તારી મરજીમાં આવે તો થોડાંવીણી લે, હું ઉભો છું. એ ફૂલના કાંઈ પૈસા બેસતા નથી.

નાનો—હા, એમાં શું? બધાએ વાદળનો રંગ દેખે છે, ને જેને ફૂલ જોઈએ તે વીણી લે છે. એ સાંભળીને હરજી કાંઈ બોલ્યો નહીં.

---

## पाठ ८६. पांच इंद्रीओनी वात.—भाग २.

બીજે દહાડે નિશાળ બંધ કીધા પછી હરજી નાનાને સાથે તેડીને ફરવા ગયો. ચાલતાં એક ગાઉ નીકળી ગયા, ત્યારે રસ્તાપર એક ઝુંપડી આવી. તેના બારણામાં એક ડોશી બેઠી બેઠી કંઈ કામ કરતી હતી, અને તેની પાસે એક નાની છોકરી હાર ગુંથતી હતી.

હરજીએ જઈને પૂછ્યું, કેમ બાઈ, શું કરો છો? સાજાં તાજાં તો છો? ડોશી બોલી, હા. આવો ભાઈ, આજ તમે ક્યાંથી? હરજી બોલ્યો કે તમારી મીઠીની જોડે રમવાને અમારો નાનો આવ્યો છે. ડોશી બોલી, બહુ સારૂં; ચાલો. મારી મીઠીને બે ઘડી ગમત થશે. અરે બિચારી મીઠી! આંધાપો બહુ ખોટો!

આ શબ્દ સાંભળીને નાનો મીઠીને પૂછવા મંડ્યો, મીઠી, તારાથી કંઈ દેખાતું નથી? ઝાડ, ફૂલ, ખેતર, વાદળ, કંઈજ દેખાતું નથી?

મીઠી કહે, ના ભાઈ, કંઈ દેખાતું નથી, થોડાં વરસ થયાં મારી આંખો ગઈ છે.

નાનો—આ સાંભળીને મને બહુ દયા ઉપજે છે, મીઠી બાઈ, તારે મન તો સદા અંધારૂંજ તો!

મીઠી—શું કરીએ. લાચાર. મારી મોટી મા કહે છે કે પરમેશ્વરે ધાર્યું હોય તે થાય, એમાં આપણું કંઈ ચાલતું નથી. જે ઈશ્વર કરે તે માથાપર. જો હું દેખતી નથી તોપણ કોઈ ગાય કે બોલે તે સાંભળું છું, ને તેથી મારૂં મન વાળું છું. કોઈ કોઈ વાર ફૂલના હાર પણ ગુંથું છું.

નાનો—પણ તારાથી દેખાય નહીં, ત્યારે હાર કેમ ગુંથાય? જો હું આંખ મીચીને ગુંથવા માંડું તો જરા જરા ગુંથું, પણ ગાંઠ તો વળેજ નહીં.

મીઠી—મને ટેવ પડી છે, તે મારાથી તો થાય છે.

નાનો—પણ તમારે બહાર ફરવા જવું હોય ત્યારે કેમ કરો?

મીઠી—આ અમારી ઝુપડીના આસપાસ જવું હોય, તો એકલી જાઉં. ભીંતે હાથ દઈને ચાલું એટલે મને જણાય કે હું કયાં છું, પણ આઘે જવું હોય તો મને મારી મોટી મા દોરી જાય છે. રસ્તે ચાલતાં માણસ કે ઘોડા સામા મળે તે તો હું જાણું, કેમકે પગલાં વાગે તે સાંભળું.

નાનો—તમારી આંખનું કામ હાથ ને કાન કરે છે, કેમ વારૂ? પણ તમારાથી વંચાય તો નહીંજ તો?

મીઠી—અરે ભાઈ, વંચાય કયાંથી? વાંચતાં શીખી હોઉં તોપણ ન વંચાય. મને કંઈ દસકત દેખાય છે?

નાનો—વારૂ, ત્યારે હું તમને સારી વાતો ચોપડીમાંથી વાંચી સંભળાવું તો તે તમને ગમશે? મને કાકાએ એક ચોપડી આપી છે, તેમાં બહુ મજેની વાતો છે.

મીઠી—ત્યારે ભાઈ, કોઈ દહાડો લાવીને જરા વાંચી સંભળાવો તો ખરા.

નાનો—ઠીક છે, હમણા તો હું કાકાસાથે ઘેર જાઉં છું. કાલે લઈને આવીશ.

---

# पाठ ८७. पांच इंद्रीओनी वात.—भाग ३.

## ભાગ્યવાન

પછી નાનો ને એનો કાકો રજા લઈને ઘરભણી વળ્યા. રસ્તે જતાં કાકાએ નાનાને પૂછ્યું, કેમ ભાઈ, પેલી બિચારી મીઠીને તેં —જોઈ કે તેના કેવા હાલ છે?

નાનો—હા કાકા, તે બિચારી બહુ પીડા પામે છે. પણ મારા મનમાં હમણા એક વાત આવી છે, તે તમે કહો તો હું તમને કહું.

હરજી—કહે ભાઈ, શું છે?

નાનો—કાલની વાત મને સાંભરી આવી છે. કાલે મારા મનમાં જે સંતાપ થતો હતો તે આજ મટ્યો. એ બિચારી મીઠીના કરતાં હું કેમ ભાગ્યવાન છું? મને બધું દેખાય છે, તેનાથી કંઈ દેખાતું નથી.

હરજી—શાબાશ ભાઈ, તારા મનમાં આ વિચાર આવ્યો તેથી હું બહુજ ખુશ થયો, પણ તું સમજ્યો કે તારે છે અને મીઠીને નથી, એવી શી વસ્તુ?

નાનો—હા કાકા, આંખો; મારે આંખો છે તેથી હું દેખું છું, તેને આંખો નથી તેથી તેને દેખાતું નથી.

હરજી—આંખ એ આપણી એક ઇંદ્રી છે. આંખવડે વંચાય છે, જોવાય છે, અને ઘણાં કામ થાય છે.

નાનો—પણ તેને આંખ નહોતી તોએ તે હાથેવતી હાર ગુંથી શકતી. તે કહે કે હાથ લગાડીને હું ઘણી જણસો પારખું છું. ત્યારે હાથ એ પણ ઇંદ્રી કે નહીં?

હરજી—હાથ ઇંદ્રી નથી, પણ તેની ને બાકીના શરીરની ચામડી એક ઇંદ્રી છે. હાથ લગાડીને આપણે ઘણું ઘણું જાણીએ.

છીએ. કોઈવસ્તુ કઠણ કે પોચી, લીસી કે કરકરી હોય, તે હાથ ફેરવ્યાથી જણાય છે.

નાનો—હે કાકા, આપણે આંખો છે ત્યારે આપણી ચામડીમાં એ ગુણનો શો ખપ? મીઠીને તો જાણે આંખ ન મળે તેથી હાથ ફેરવીને કંઈ જુએ કે જાણે.

હરજી—ખરી વાત. પણ ભાઈ, ટાઢું કે ઊનું આંખે જણાય નહીં. જો તારી આંગળાંની ચામડીમાં એ ગુણ ન હોત તો ઘણાં ખરાં કામ તારાથી થાત નહીં.

નાનો—એ તો ખરું, જ્યારે મારે હાથે ખાલી આવે છે, ત્યારે તો એવતી મારાથી કલમ સરખી ઝલાતી નથી, ને ઝાલું છું તો કંઈ લાગતું નથી; તેમજ જો મારા હાથમાં એ ઇંદ્રી ન હોય, ને ઊનું ઊનું લઇને ખાઉં તો મારૂં મોઢું બળી જાય, ને આંગળીને કંઈ ન થાય. પણ વારૂ કાકા, એ ઇંદ્રી મારાં આંગળાંમાંજ છે કે બધે છે?

હરજી—ના, તારા બધા ડીલમાં છે. દેવતાનો અંગારો લઈ તારા પગપર મૂકે તો તું દાજે કે નહીં? તેમજ જો એ કાકરો લઇને તારા ગાલપર ફેરવે તો તને કાકરો લાગે કે નહીં? પણ હાથમાં એ લાગવાની ઇંદ્રીની શક્તિ વધારે છે, કેમકે ત્યાં તેનો વધારે ખપ છે. આંગળાં કેટલાં બધાં કામમાં આવે છે, તે તું જાણે છે?

નાનો—હા, એવડે તો ઘણાં કામ થાય છે. હવે હું સારી પેઠે સમજ્યો પણ ખરો કે પરમેશ્વરે આપણને જોવાની ને લાગવાની ઇંદ્રીઓ આપી છે તે બહુ કામની છે. પણ એવિના બીજી કોઈ ઇંદ્રીઓ છે?

હરજી—હા બહુ છે, નાના. પણ હવે તો ઘર આવ્યું માટે પછી કહીશ. આજે શીખ્યો તે ભૂલતો માં.

---

## पाठ ८८. पांच इंद्रीओनी वात.—भाग ४.

પછી નાનો પોતાની કબૂલતપ્રમાણે કાકાની રજા લઈ રોજ પેલી ઝુંપડીએ જાય, અને મીઠીને વાતો સંભળાવીને રાજી કરે. એક

દહાડો પાછો આવતાં રસ્તે ખેતરમાં એક છોકરાને બેઠો બેઠો રડતાં દીઠો; તે સાંભળીને નાનો તેની કને ગયો ને પૂછ્યું, અલ્યા, કેમ રડે છે? પણ પેલે છોકરે કંઈ જવાબ દીધો નહીં. ત્યારે ફરીથી પૂછ્યું, અલ્યા, તને ભૂખ લાગી છે, કે તું ભૂલો પડયો છે, કે તને થયું છે શું? બોલતો કેમ નથી? તોપણ તે છોકરે કંઈજ ઉત્તર વાળ્યો નહીં. તું કયાં રહે છે? ચાલ, તને તારે ઘેર તેડી જાઉં. એવું એવું કહીને ઘણી રીતે નાનાએ તેને પૂછ્યું, પણ તે તો કશું બોલે નહીં, ને તેના સામું ટગર ટગર જોયા કરે. કેટલીક વારે પછી તેણે મોઢું બતાવીને ડોકું ધૂણાવ્યું, ત્યારે નાનાએ જાણ્યું કે એ છોકરાથી બોલાતું નથી. તે છોકરે થોડે દૂર એક ખેતર હતું તેણીગમ આંગળી કરી.

પછી નાનાએ તેને પાંગોઠામાંથી ઝાલીને ઉઠાડવા માંડ્યો, એટલે તે તરત ઉભો થયો. તે બે જણા ચાલતા ચાલતા ગામમાં આવ્યા. નાનો દોડતો દોડતો એના કાકાપાસે ગયો, ને હાંફતો હાંફતો કહે કે કાકા, કાકા, આ છોકરાને તમે બોલાવશો? મેં તો બહુ માથાફોડ કરી, પણ મોઢેથી ઉચ્ચાર સરખો કાઢતો નથી. ક્યારનો રો રો કરે છે.

હરજીએ બહાર આવીને પેલાં છોકરાને હેતથી બાથમાં લીધો, ત્યારે તેણે પ્રથમની પેઠે મોઢું બતાવીને ડોકું હલાવ્યું. તે જોઈને હરજી ભત્રિજાભણી જોઈ બોલ્યો કે આ તો બેહેરો ને મુંગો છે. નાનો કહે કે બેહેરો ને મુંગો તે કેવો હોય?

હરજી બોલ્યો કે આપણે જે બોલીએ તે જેનાથી સંભળાય નહીં તે બેહેરો કહેવાય, અને જેનાથી બોલાય નહીં તે મુંગો.

---

## પાઠ ૮૯. પાંચ ઇંદ્રીઓની વાત.—ભાગ ૯.

**આસનાવાસના સદ્ગૃહસ્થ**

કાકો ભત્રિજો પેલા છોરાપાસે બારણે ઉભા ઉભા વાત કરે છે એટલામાં એક બાઈડી ઉતાવળી ઉતાવળી એમની કને આવી, અને પેલા બેહેરા મુંગા છોકરાને બાથમાં લઈ લીધો, એટલે તે તરત છાનો રહી ગયો, અને રાજી થતો હોય એવો જણાયો. તે બાઈડી હરજીની

ગમ જોઇને બોલી કે હાય હાય ! મેં તો જાણ્યું કે મારો ઘેલીઓ ખોવાઈ ગયો. સારૂં થયું કે તમારી કને આવ્યો ! વારૂ, તમે એની આસનાવાસના કરી તેથી તમારો મોટો પાડ થયો, ભાઈ.

હરજી—ના રે બાપા, એ તો હમણાજ મારા ભત્રિજાની જોડ આવ્યો. એને રસ્તામાં રોતો દેખી એ તેડી લાવ્યો. એને તમે દેખતાં નહીં હો ત્યારે તમને બહુ ફાળ પડતી હશે.

બાઈડી—ફાળ તો એટલા સારૂ કે એ બેહેરો ને મુંગો છે. વળી નાના બાળકજેટલી પણ એનામાં અકલ નથી. પણ હું એની કેટલી સંભાળ રાખું ? મારે નાનાં નાનાં બહુ છોકરાં છે.

હરજી—એને કંઈ જોઇએ કરીએ તો એ શી રીતે માગે?

બાઈડી—જે કંઈ જોઇએ તેની ઇશારત કરે. ભૂખ્યો થાય ત્યારે મોં બતાવે; તરસ્યો થાય ત્યારે પાણીની ગોળી બતાવે.

હરજી—તમે એને કંઈ ભણાવતાં કેમ નથી?

બાઈડી—કેમ ભણાવાય, એ તો ઢોરજેવો છે ; કંઈ કહું તે સમજે નહીં.

આ વાત કરતાં કરતાં તે બાઈડીની આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડ્યાં. તે જોઇને પેલા છોકરાનું મોં પણ ઉદાસ થઈ ગયું, કેમકે તે જાણતો હતો કે જ્યારે મારી માને કંઈ દુઃખ થાય છે, ત્યારેજ તે રડે છે. તેથી તે તેના મોંસામું જોવા મંડ્યો, અને પોતાના અંગરખાની ચાળેવતી તેની આંખો લોવા લાગ્યો.

આ જોઇને હરજી મેહેતાને મનમાં લાગ્યું કે આપણે અહીંઆં વિલાયતની પેઠે બેહેરાં મુંગાંને શીખવવાની નિશાળો હોય તો કેવું સારૂં ! ત્યાં હાથની ઇશારતથી છોકરાં વાતચીત કરતાં તથા વાંચતાં લખતાં કેવાં શીએ છે ! પરમેશ્વર કરે ને અહીંઆંના સદ્‌ગૃહસ્થોના હૃદયમાં એવી નિશાળો કરવાનું આવે.

---

## पाठ ९०. पांच इंद्रीओनी वात.—भाग ६.

નાનો આ બધું જોઇને એના કાકાને કહેવા લાગ્યો કે આ છોકરાની દશા તો પેલી બિચારી મીઠીકરતાં પણ નઠારી છે. મીઠી તો દેખી

શકતી નથી એટલુંજ. પણ આ બિચારાથી તો સંભળાતુંએ નથી ને બોળાતુંએ નથી.

હરજી—ખરી વાત નાના, દેખવું ને સાંભળવું એ બંને વગર ચાલે નહીં. સાંભળવું એ પણ ઇંદ્રીમાં ગણાય છે.

નાનો—પેલો બાપડો છોકરો તો બેહેરો છે, ને વળી મુંગો પણ છે; તેનાથી સંભળાતું નથી, તેમ બોલાતું પણ નથી, ત્યારે બોલવું એ પણ ઇંદ્રી છે?

હરજી—ના, કેમકે બોલતાં તો આપણે શીખીએ ત્યારે આવડે, સાંભળવાનું તેમ નથી. જ્યારથી અવતરે ત્યારથીજ જો બેહેરો ન હોય તો સાંભળી શકે.

નાનો—પણ આપણે બોલતાં કયાંથી શીખીએ છીએ? આપણે આપણી મેળેજ બોલીએ છીએ, નહીં વારૂ?

હરજી—તું એમ કેમ બોલે છે; નાનાં બાળક બોલતાં કેમ શીખે છે તે તું નથી જાણતો કે? તું ને તારી બેન જે શબ્દ બોલો છો, તે આપણો કીકો કેવો બોલતાં શીખે છે. જેમ આપણે ચોપડીમાંથી વાંચતાં શીખીએ છીએ તેમ બોલતાં શીખતા નથી, પણ બીજા લોક જે કંઈ બોલે છે તે સાંભળીને તેવું બોલવા માંડીએ છીએ. જો એકાદ નાના બાળકને ઊજડ જગ્યાએ જ્યાં વસ્તી ન હોય, ત્યાં એકલું રાખીએ તો તેને કંઈ બોલતાં આવડશે નહીં, પણ તેની આસપાસ જે ઢોર કે પંખી હશે, તેમને બોલતાં સાંભળીને તેમના જેવો સાદ કાઢતાં અથવા બેં બેં કરતાં શીખશે. હવે જે છોકરાં જન્મથી બેહેરાં હોય તે કંઈ સાંભળે નહીં, ત્યારે સાદ કાઢતાં પણ કયાં શીખે? તેમને આપણા જેવા હોઠ, જીભ, ને મોં હોય છે, પણ તેનો કંઈ ઉપયોગ તેમનાથી થતો નથી, માટેજ જે છોકરાં જન્મથી બેહેરાં તે જન્મથી મુંગા પણ હોય છે.

---

## पाठ ९१. पांच इंद्रीओनी वात.—भाग ७.

નાનો—અરે બેહેરાની શી અવસ્થા! તે બિચારાથી ગાયન કે રાગ કંઈ સંભળાય નહીં. લોક બોલે તે પણ સંભળાય નહીં. મને

તેની કેવી દયા આવે છે! પણ વારૂ કાકા, જેમ મીઠી આંખને બદલે બીજી ઇંદ્રીઓથી કામ ચલાવે છે, તેમ એને કંઈ હશે કે નહીં?

હરજી—હા, બેહેરા ને મુંગા માણસને લાગવાની ઇંદ્રી ખપ લાગે છે, તેમજ જોવાની એને બહુ કામ લાગે છે. ધ્યાન રાખીને તેમને જોવાની ટેવ પડે છે, તેથી લખતાં વાંચતાં તે વેહેલા શીખે છે. હાથની ઇશારતથી તે વાત પણ બહુ ઝડપથી કરે છે.

નાનો—વારૂ કાકા, આ તમે જે ઇંદ્રીઓ જણાવી તેકરતાં બીજી વધારે છે કે?

હરજી—હા, બીજી બે છે, સ્વાદ અને વાસ. એવિષે વધારે કેહેવાની કંઈ જરૂર નથી, કેમકે કેરીનો સ્વાદ અને ગુલાબ કે મોગરાનો વાસ કેવો હોય છે, તે તું સેહેજ જાણે છે.

નાનો—હા; એ બહુ મીઠા છે. એ ઇંદ્રીઓ કંઈ ખપમાં આવે છે વારૂ?

હરજી—જોવાની અને સાંભળવાની ઇંદ્રીઓ જેટલી ખપમાં આવે છે, તેટલી તે આવતી નથી, તોપણ તેવગર ચાલે નહીં. કોઈ કોઈ વસ્તુ અવગુણ કરે એવી હોય, તો આપણે તે સ્વાદથી તરત જાણીએ છીએ. કેરી કે છાશ ઉતરી ગએલી હોય, તો તેના વાસથી કે સ્વાદથી આપણે ખબર પડે છે, માટે તે ખાતા નથી. અરે ભાઈ નાના, તને શી વાત કહું! પરમેશ્વરે જે કંઈ આપણને આપેલું છે તે સમજીને આપણા ઉપયોગનેમાટેજ આપેલું છે. આંખ અને કાનવતી સારી નરસી બધી ચીજો જાણીએ છીએ. જીભે માયાળુ ને સારા શબ્દો બોલીને બીજાને રાજી કરીએ, અને તેજ જીભે કજીઓ, ગાળાગાળી, અને એવી બીજી નરશી વાતોએ થાય. પણ પરમેશ્વરે એ સૌ સારાં કામને વાસ્તે આપેલાં છે, માટે જો તેમ ન કરતાં માઠે માર્ગે વાપરીએ, તો તેનું ફળ આપણે ભોગવ્યાવગર છૂટકો નથી.

---

## पाठ १२. [illegible] हेत.



**શિખર જ્વાળામુખી ચમત્કાર પુણ્ય ભક્તિમાન ક્ષેત્ર**

જે પાહાડના શિખરમાંથી ધુમાડો, બળતા પથરા, અને ઉનો ઓગળેલો રસ કોઈ વેળાએ ઘણા જોરથી નીકળે છે, તેને જ્વાળા-મુખી એટલે બળતો પાહાડ કહે છે. યુરોપખંડના એક દેશમાં ઘણાં એક વરસઉપર પેહેલાં કદી ન થએલો એવો જોરાવર ધડાકો એવા એક પાહાડમાંથી થયો, અને ધગધગતો રસ તેની ચોતરફથી સડસડ કરતો ઉતર્યો, તેથી આખાં ગામનાં ગામ નાશ પામ્યાં. અંગારા અને રાખના ઊડવાથી આકાશ ભરાઈ ગયું. તે વેળાએ આસપાસનાં ગામના લોકો જે પોતાની મોંઘી મોંઘી જણસોસુદ્ધાં જીવ લઈને નાઠા, તેમાં બે જુવાન ભાઈ હતા તે પોતાની પીઠઉપર ઘણી જૂદી તરેહની દોલત ઊંચકીને દોડ્યા. તે દોલત એવી હતી કે બીજા કશા ઉપાયથી ફરી મળે નહીં: એ દોલત તેનાં માંબાપ હતાં તેમને ખાંધે બેસાડીને તેઓ નાઠા.

એ બે જણાનું આચરણ જોઇને લોકોને ઘણું અચરજ લાગ્યું. જે રસ્તે તે ગયા તે રસ્તે પરમેશ્વરના કરવાથી એવું બન્યું કે આસપાસનું સર્વ બળી ગયું, પણ તે રસ્તે ઉનો રસ આવ્યો નહીં, તેથી તે લીલો ને લીલોજ રહ્યો. ત્યાંના લોકો અજ્ઞાની હતા પણ તેમનાં મન સારાં હતાં, તેથી તેમણે માન્યું કે આ છોકરાઓના પુણ્યને લીધે ઇશ્વરી ચમત્કારથી આ જગ્યા ઉગરી, અને તે દહાડેથી "ભક્તિમાનનું ક્ષેત્ર" એવું તે ઠેકાણાનું નામ પડ્યું.

---

## पाठ ९३. केफ.

નિંદા ઊચરવું ભ્રાંતિ કીર્ત્તિવંત કરંત રોષ શિર

---

ચોપાઈ.

નથી જગમાં કેફીની લાજ, કરી વિશ્વાસ ન સોંપે કાજ;<br>
ભંગી અફીણી કેફી હોય, કન્યા તેને નવ દે કોય. ૧

સોબત કરતાં સૌ જન ડરે, રખે લોક નિંદા ઊચરે;<br>
કદી વસ્તુ ચોરી લે કોય, કેફીને શિર ભ્રાંતિ હોય. ૨

ભલું મનુષ્ય હોય કીર્તિવંત, તરત ન કોઈ વિશ્વાસ કરંત;<br>
જો કોઈ કેફી વ્યસની થાય, પછી ઘણો મનમાં પસ્તાય. ૩

કેના ઊપર કાઢે રોષ, રોગ તણે શિર દે છે દોષ;<br>
હોય એકલો ત્યાં લજવાય, વધવા નાત કરે ઉપાય. ૪

તેમાટે સૌ ચેતો ચિત્ત, ન કરો એવા નરથી પ્રીત;<br>
જો પરણી કેફીને નાર, તેના જીવતરને ધિક્કાર. ૫

કેફી વસ્તુનો ન કરો સંગ, ઉડી વળગશે આવી અંગ;<br>
સાપ, કેફ, ને જળની રેલ, તેની સાથે ન કરો ખેલ. ૬

ક. દ. ડા.

## पाठ ९४. साबरी पाणीमां जोती हती.

### હાણ  અવિચાર  પડછાયો  નિહાળવું
### વખોડવું  ભરાવ  બડાઈ

કોઈ સાબરી પાણીમાં જોતી હતી, તે પાણીમાં પોતાનો પડછાયો પડેલો જોઈને ઘણી રાજી થઈ. પછી પગથી તે માથાસુધી નિહાળીને કહે છે:—આહા ! મારા માથાઉપરનાં શીંગડાંનો ભરાવ કેવો છે! તેથી મારૂં મોં ઘણું શોભે છે, એટલું કહેતાં તેની નજર તેના પગઉપર પડી. તે ઘણા પાતળા જોઈને કહે છે, મારે સઘળું સારું છે, પણ આ પાતળા પગે મને લજવી. મારા પગ એવા કર્યા છે તે કરતાં મુદ્દલે ન હોત તો મારૂં શરીર કેવું સારૂં દેખાત ! એમ વિચાર કરે છે, એટલે પાછળથી શિકારી કૂતરા દોડતા આવ્યા, તે જોઈને ત્યાંથી જીવ લઈને નાઠી, અને તેઓ તેને ન દેખે માટે ઝાડીમાં નાસવા લાગી. તેથી શીંગડાં એક ઝાડની ડાળીમાં ભરાયાં, તે કાઢવામાટે ઘણીએ ખેંચતાણ કરી પણ નીકળ્યાં નહીં, ને કૂતરા આવી પહોંચ્યા તેમણે તેને પકડી અને મારવા માંડી. તે વખતે પોતાના મનમાં પસ્તાવા લાગી જે, જે પગને હું ધિક્કારતી હતી, અને કહેતી હતી કે તેઓ ન હોત તો સારૂં, તેજ પગે તો મને સંકટમાંથી કાઢી; પણ જે શીંગડાંની હું બડાઈ કરતી હતી, તેણે મને દુઃખમાં નાખી. એ શીંગડાં ન હોત તો કેવું સારૂં થાત ! કહેવત છે કે "वखाणी खीचडी दांते वळगे." આ વાતપરથી સમજવું કે હરેક વસ્તુને વખોડતા પહેલાં સારીપેઠે વિચાર કરવો જોઈએ, કેમકે અવિચારનેલીધે આપણે કેટલીક ફાયદાવાળી વાતને ધિક્કારીને તેની અવગણના કરીએ છીએ, અને શોભાવાળી ચીજો જોઈને તેપર રાજી થઈએ છીએ, તો તેથી અંતે હાણ થયાવિના રહેતી નથી.

## पाठ ९८. व्याकरणनो सार.—भाग १.

### નાન્યતર તિરાહીત સર્વનામ

પાછલી ચોપડીમાં તમે શીખી ગયા કે જે શબ્દથકી કોઈ ચીજ કે માણસ ઓળખાય છે, તેને વ્યાકરણમાં નામ કહે છે. હવે એ નામ નરની પેઠે બોલાતાં હોય તો તે "નરજાતિમાં ગણાય" છે, જેમ ભાઈડો, હાથી, લાડુ, રાજા. જો નારીની પેઠે બોલાતાં હોય, તો નારીજાતિમાં ગણાય છે, જેમ બઈડી, ચંદનઘો, હરડે, ધજા. પણ એ બેમાંથી જ્યારે એકુ જાતનાં નથી હોતાં, ત્યારે તે નાન્યતર જાતિમાં ગણાય છે, જેમ ઘર, બારણું.

જ્યારે નામ એકજ વસ્તુ કે માણસને માટે હોય, ત્યારે તે એક વચનમાં કહેવાય છે; બહુને માટે હોય ત્યારે બહુવચનમાં કહેવાય છે. ઘણાં નામ કેટલીક વખતે એક વચન ને બહુવચનમાં સરખાંજ હોય છે, જેમ લોક, માણસ, ઘર. કેટલીક વખતે તેનું બહુવચન કરવું હોય, ત્યારે ઓ લગાડે છે, જેમ લોકો; પણ કેટલાંકને બહુવચનમાં ઘણું ખરૂં ઓ લાગે છે, જેમ છોકરો, છોકરીઓ.

### સર્વનામ.

કંઈ વાત કરતાં વારેઘડીએ તેનાંતે નામ બોલવાં પડે, તથા આપણે આપણાવિષે કહેતાં આપણું નામ વારેઘડીએ દેવું પડે તે ઘણું ખોટું દેખાય છે, અને સાંભળનારને તથા કહેનારને પણ ગમતું નથી, અને એવી એવી બીજી પણ કેટલીક અડચણો છે, તે મટાડવા સારૂ કેટલાક શબ્દ કરવામાં આવે છે, તેને **સર્વનામ** કહે છે.

---

## पाठ ९९. व्याकरणनो सार.—भाग २.

હું, તું, તે, અમે, તમે, તેઓ, આપણે, આપ, પોતે, એ બધાં પુરૂષ સર્વનામમાં ગણાય છે.

હું ને અમે, એ પેહેલો પુરૂષ સર્વનામ કહેવાય છે. કોઈ વાર જ્યારે સૌઆ ઘણીને મળીને બોલે, ત્યારે આપણે વાપરે છે, તે પણ

પેહેલો પુરૂષ જાણવો, કેમકે એ બધાં બોલનાર શખ્સને બતાવે છે. તેમ તું અને તમે એ શબ્દ જેના સાથે બોલીએ, તેને લાગે છે. જ્યારે સામા ધણીને ઘણા માનથી કહેવું હોય, ત્યારે તમે ને બદલે આપ કહે; માટે તું, તમે, ને આપ શબ્દ બીજો પુરૂષ સર્વનામ ગણાય છે. તિરાહોત માણસ, પ્રાણી, કે વસ્તુ જેને વિષે વાત કરતા હોઈએ, તે ત્રીજો પુરૂષ કહેવાય છે.

બોલનાર આસામી પોતાનું નામ બોલવાને બદલે હું કે અમે વાપરે છે. "તુળશીદાસ બોલતો હોય, તો એમ નહીં કહે કે તુળશીદાસ ગામ જવાનો છે, પણ કહેશે કે હું ગામ જવાનો છું. જો બે ત્રણ સાથે બોલતા હોય તો કહેશે કે અમે ગામ જવાના છીએ; પણ જેને કહે છે તેમુદ્ધાં બોલવું હશે, તો કહેશે કે આપણે ગામ જવાના છીએ.

સામા એક કે ઘણા જણને કંઈ કહેવું હોય, તો તું કે તમે કહેશે, જેમ, કસન, તું પેલાની પાસે જઈને ઉભો રહે. જો એકકરતાં વધારેને કહેવું હશે, તો કહેશે કે અલ્યા, કસન ને મોતી, તમે પેલાની પાસે જઈને ઉભા રહો. માન આપવા સારૂ એક જણને કહેવું હશે, તોએ તમે કહીને બોલાવશે, જેમ, બાપા, તમે અહીં આવો. ઘણું માન આપીને કહેવું હોય, તો આપ કહી બોલાવશે, જેમ, ગુરૂજી, આપ પધારો. પોતાથી હલકાને કે ઘણા વહાલાને કહેવું હોય, ત્યારેજ તું કહે છે. પરમેશ્વરની પ્રાર્થના કરવામાં પણ ઘણી બાઝી વાર તું વાપરવાની રીત છે.

જેને વિષે વાત કરતા હોય તેને બીજા પુરૂષમાં બોલે છે, જેમ, તે ઓટલેથી પડી ગયો, તેથી તેનું માથું ફૂટ્યું. ઘણા હોય ત્યારે પણ તે કહે છે." સંદેહ ન રહે માટે બહુવચનમાં કોઈ ઠેકાણે તેઓ વાપરવું વધારે ઠીક છે.

## पाठ २७. जोडा.--भाग १.

**તળી ખાલું નરી કાલબૂત આર**
**મીરજાઈ પિશોરી ચંપલ સપાટ મુગલાઈ**

જોડા ઘણુંકરીને ચામડાના થાય છે. ને એની તળી બળદ કે ભેં-
સના જાડા ચામડાની કરે છે. જોડાનું ઊપલું ચામડું અથવા જેને
ખાલું કહે છે, તે વાછરડા, ઘેટા, કે બકરાના ચામડાનું થાય છે. પે-
હેલાં તો ચામડાપર જે વાળ હોય, તે સાફ કરવામાં આવે છે. પછી
~~તેની~~ લીસી નરી તૈયાર થાય છે; તે નરીના મોચી જોડા શીવે છે.
જોડાનું તળીઉં તો આખા જાડા ચામડાસરખું જણાય છે, પણ
ઘણાં પડ જોડી તે બનાવેલું હોય છે. આપણા પગનીચે જે તળીઉં
આવે છે તે અને બીજું છેક નીચે છે તે બે તળીઆંવચ્ચે ચામડાના
કડકા મૂકીને કશાવતી વળગાવી દીધા હોય છે. તળીઆંને
ઊપરના ચામડાની જોડે શીવી લેવાને કાલબૂતઉપર ચડાવે છે.
એ કાલબૂત જોડાના આકારનું હોય છે. મોચી સોયવતી જોડા
નથી શીવતો, પણ આરે કરીને પેહેલાં કાણાં કોચે છે, ને તેમાં
સોયાએકરીને શીવે છે. શીવવાની દોરીને પેહેલાં મીણ પાય છે.
જોડાની એડીમાં ચામડાની બે ત્રણ ચકતીઓ મૂકીને શીવી લે છે,
તેથી એડી ઉંચી હોય છે. ઘણુંકરીને સઘળા જોડાને આગળ
ચાંચ ને પાછળ ખડા હોય છે, ને મોંઆગળ ફૂલ હોય છે, તેની
રેશમે કે ચામડે કોર બાંધે છે.

જોડા ઘણી તરેહના થાય છે. તેમાં આ દેશમાં મીરજાઈ,
દખણી, મુગલાઈ, પિશોરી, ગામડીઆ, સપાટ, ને ચંપલ, એ ઘણા
ખરા વાપરવામાં આવે છે.

---

## पाठ २८. जोडा.—भाग २.

**ઉથલાવવું પાળ સુખતળી**

મીરજાઈ જોડાની ચાંચ બેઠેલી અને બે, ત્રણ, ચાર આંગળ
પોહોળી હોય છે. દખણી જોડાનું ખાલું સરખું પોહોળું હોય છે, ને

ચાંચ મગની શીંગ જેવી પાતળી હોય છે; દખણી જોડાનું ખાલું કોથળીની પેઠે અવળું શીવીને પછી ઊથલાવી નાંખે છે, એટલે સવળું થાય છે. પિશોરી જોડો ખાલાના મોંઆગળથી સાંકડો થતો થતો ચાંચઆગળ ઘણો સાંકડો થઈ જાય છે. એની ચાંચ ઉંચી રહે છે, મીરજાઈની પેઠે બેઠેલી નથી હોતી. એ પણ ઉથલાવેલો હોય છે.

ગામડીઆં જોડાનું ખાલું એકસરખું પોહોળું ને પાંચ છ આંગળ લાંબું હોય છે. તેની ચાંચ જાડી ને ટુંકી હોય છે. એ સઘળી જાતના જોડાને ખાલાને લગતી તળીઆઉપર બબે ત્રણ ત્રણ આંગળ ઉંચી ચામડાની પાળ હોય છે, એ પાળની કોર બાંધેલી હોય છે જો કોર બાંધેલી ન હોય તો એ પાળ વેહેલી ફાટી જાય. સપાટને ખાલાં ચામડાનાં હોય કે લગડાનાં હોય, પણ તેને ચાંચ, પાળ, કે ખડા કાંઈ ન હોય. ચંપળને તળીઆં હોય ને અંગુઠા ને આંગળી ભેરવવાને ચામડાંના ગાળા હોય, પણ એને ખાલાં, ખડા, કે ચાંચ કાંઈ હોતું નથી.

જોડામાં પગનો મેલ તથા કાદવ ન લાગે તેથી માંહે જોડાના તળીઆના ઘાટની સુખતળી ઘાલે છે. તે જ્યારે ગમે ત્યારે કાઢીને માંહે કાદવ કચરો ભેગો થઈ બેશી ગયો હોય તે ખંખેરી નંખાય. વળી એથી નીચલું ચામડું ખુંચે નહીં. જોડા આપણા પગનું રક્ષણ કરે છે. તે પહેર્યાં હોય તો કાંટા ન ભાગે, પગનું તળીઉં ન ઘસાય, ને દાઝે નહીં. વળી પગે કાંકરા ન ખુંચે, પગને કચરો કે પાણી ન લાગે, ઠોકર ન વાગે, ને જન જનાવર ન કરડે, માટે નાના મોટા સૌએ જોડા પહેરવા.

---

## પાઠ ૯૯. કેફવિષે શીખામણ.

**અશોક પિંડ બીચ કુઠામ કીચ કાયા ગરથ ગાંઠ**

પ્રમાણિકા છંદ.

ન કેફી ચીજ પીજીએ, વીચારી કામ કીજીએ;
વધે વડાઈ લોકમાં, સદા વસો અશોકમાં;

સવાદ કેફમાં કરો, વિચારજો નથી વસ્યો ;
અસુખ થાય ઊલટું, સુઝે ન કામ સૂલટું ;
ખચીત માનજો ખરૂં, પડું છું વેણ પાધરૂં ;
કરેજ કેફ જે ધણી, ઘટેજ બુદ્ધિ તેતણી ;
ભરાય પિંડ પાપથી, છપાય કેફી છાપથી ;
વિચારી કેફ છોડશે, પ્રભુજી પ્યાર જોડશે.

ક. દ. ડા.

કુંડળીઓ.

કીધી કેફ નર કેફીએ, ચાલ્યો ચૌટા બીચ,
ઠામ કુઠામ ગયો પડી, નહીં ચેત્યો તે નીચ,
નહીં ચેત્યો તે નીચ, કીચ લપટાણી કાયા,
ગર્થ હતો જે ગાંઠ, મૂરખ ખોઈ બેઠો માયા,
કહે કવિ દલપતરામ, પદવી નિર્લજ શિર લીધી,
ફોકટ થયો ફજેત, કેફ કેફીએ કીધી.

---

## पाठ १००. माणस उपर हेत राखवाविषे.

સાલું શત્રુતાઈ. મિત્રતાઈ સદાઈ સજનાઈ
ભેળવું વાસના સુખદાઈ દ્વેષ

---

મનહર છંદ.

અરે ભાઈ ભાઈ તમે સર્વથી સગાઈ સાહી
રાખો તજી શત્રુતાઈ મિત્રતાઈ મનમાં ;
જેવાં સગાં બેન ભાઈ સંપીને વસે સદાઈ,
લડવાં ન કદી લડાઈ જે જણાઈ જનમાં ;
એવી સજનાઈ સાહી લુચાઈ ઠગાઈ તજી.
ભેળવી ભલાઈતણી વાસના વચનમાં ;

મળે સુખદાઈ માન, ટળે દુખદાઈ દ્વેષ,
માટે લો મીઠાઈ જીભે તેથી સુખ તનમાં.

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૧૦૧. દાડમ.

ખટપટ ટાઢક

કોઈ ગામનો પટેલ પાસેના કસબામાં ગયો હતો. ત્યાંથી પાછો આવ્યો, તેવારે ત્રણ દાડમ લેતો આવ્યો. એને ત્રણ છોકરા હતા તેમને બોલાવીને એક એક આપ્યું. છોકરા હરખાતા હરખાતા લઈને દોડી ગયા. ગામમાં દાડમ મળે નહીં, માટે કોઈ લાવે તો નવાઈ જેવાં ગણાય; વળી પટેલ ઘણાં મીઠાં જોઈ વધારે મૂલ ખરચી લાવ્યા હતા.

સાંજના સૂવાની વેળા થઈ, ત્યારે પટેલ છોકરાને પૂછ્યું, કેમ બાપુ, દાડમ કેવાં હતાં ? તમને ભાવ્યાં કે ?

વડાએ કહ્યું, બહુ સારાં હતાં, બાપા. મારા દાડમના ઠળિઆ તો મેં રાખી મેલ્યા છે. ચોમાસું આવશે ત્યારે તેને વાડામાં રોપીશ કે આપણે ઘેર દાડમડી થાય.

પટેલ બોલ્યા, "ઠીક કર્યું બેટા, બહુ ડાહપણનું કામ કીધું; સારા ખેડૂત હમેશાં આવતા વરસની ફિકર રાખે છે."

બીજાએ કહ્યું, બાપા, હુંએ ડાહ્યો કે નહીં ? મોટા ભાઈએ છોડાં નાંખી દીધાં તે લાવી મેં ઘરમાં મેલ્યાં, કેમકે જીએ મને કહ્યું હતું કે એ ઓસડના કામમાં આવે છે. વળી મારૂં દાડમ પણ મેં વેચ્યું તેના એટલા પૈસા આવ્યા છે કે હું શેહેરમાં જઈશ ત્યારે તેનાં ત્રણ ચાર દાડમ મળશે. ઠીક કે નહીં બાપા ? બાપે કહ્યું, ઠીક તો ખરૂં, પણ તું એમ કરે તે મને ગમે નહીં. છોકરાં સંભાળ રાખે એ તો ઠીક, પણ છોકરાં વેચી વેચી પૈસા જોડવાની ખટપટમાં પડે એ નઠારૂં. એથી તેઓ લોભીઆં થાય છે.

ત્રીજા છોકરાભણી જોઇને પટેલ બોલ્યા, મોહન, તેં કેમ કર્યું? મોહને જવાબ દીધો, બાપા, આપણી પાડોશમાં કાનજી કાકાનો દીકરો મોરાર આજ બે ત્રણ મહિના થયાં માંદો છે, ને તે કંઈ ખાઈ શકતો નથી, ને તરશ લાગી તરશ લાગી, બૂમ પાડ્યા કરે છે, તેને આપી આવ્યો. તેને એથી બહુ સુખ થયું, નહીં વારૂ બાપા? તે તો લેતો નહોતો, પણ તેના ખાટલાઉપર મેલી હું આવતો રહ્યો.

ત્યારે બાપે કહ્યું, કહો છોકરા, તમારામાંથી દાડમ સૌથી સારે માર્ગે કોણે વાપર્યું?

સૌ બોલી ઉઠ્યા, મોહનભાઈએ, મોહનભાઈએ.

મોહન કાંઈ બોલ્યો નહીં. પણ તેની માએ પોતાની છાતીએ દાબી હરખથી બચ્ચીઓ કરી, ત્યારે તેને સો દાડમ ખાધાજેટલી ટાઢક વળી.

---

## पाठ १०२. शिंआळ ने बकरो.

એક શિઆળ ને બકરો ચાલ્યા જતા હતા. તે દહાડે તાપ બહુ પડતો હતો તેથી બેઉ તરસ્યા થયા. પાણીની શોધ કરતા હતા, એટલે તેમણે એક ખાઈ દીઠી; તેમાં પાણી હતું તે જોઇને બંને જણે માંહે ભુસ્કો માર્યો. તે પાણી પીને તરશ મટાડી, પણ હવે કેમ બહાર નીકળવું તેનો મોટો વિચાર પડ્યો. તેમણે ઘણી જુગતી કરી પણ કાંઈ લાગ ફાવે નહીં. છેલ્લે તે લુચ્ચા શિઆળે કહ્યું કે આપણે નીકળવાનો એક ઉપાય છે, તે એ કે તું તારા પાછલા પગઉપર ઉભો રહે, ને આગલા પગ ખાઈના કરાડાસાથે ટેકાવે, તો હું તારા શીંગડાં ઉપર ચડીને બહાર નીકળી જાઉં. હું ઉપર ગયો એટલે તારાં શીંગડાં ઝાલી ઉંચકી લેતાં મને કાંઈ વાર નથી. તે ભોળે બકરે વાત ખરી માની, પણ એટલો વિચાર ન કીધો કે શિઆળમાં મને ખેંચી કાઢવાને જોર નથી. પછી તે તેપ્રમાણે ઉભો રહ્યો, ને શિઆળ તેના શીંગડાંપર ચડીને કૂદકો મારી બહાર નીકળી ગયો. તળેથી બકરો બોલ્યો કે મને ખેંચી લે. ત્યારે શિઆળે ઉત્તર દીધો કે

મૂરખા, તારાં આટલાં વરસ પાણીમાં ગયાં. જો તારી દાઢી વધી છે તેટલી અકલ વધી હોત તો તને વિચાર આવતજ કે તને કાઢતાં ઘણુંજ કઠણ પડે, માટે તારો જીવ ઉગારવાને મારો જીવ જોખમમાં નહીં નાંખું, તોપણ જો તું જીવતો રહ્યો તો મારી આટલી શીખામણ પ્રમાણે ચાલજે કે કોઈ ખાડામાંથી બહાર કેમ નીકળાશે તેનો વિચાર કરીને માંહે કૂદકો મારવો. એ શીખામણ ત્યાં એક ગાય બેઠી બેઠી સઘળું જોતી હતી તેણે સાંભળી, ત્યારે તે બોલી કે લુચ્ચા ને આપમતલબી શિઆળના જેવી પરમેશ્વર મને બુદ્ધિ નહીં આપો; ગમે તો ભોળા ને મૂરખ બકરા જેવી બુદ્ધિ આપો, કેમકે લોકો લુચ્ચો લેખે તે કરતાં મૂરખ લેખે તો ફિકર નહીં.

---

## पाठ १०३. एक पैसानी वात.—भाग १.

જે પૈસાની વાત કહું છું તે બીજા પૈસા તમે રોજ જુઓ છો તેવોજ હતો, પણ નવો તેથી ઉજળો ને ચળકતો હતો. પૈસો થયા પેહેલાં તે તાંબાનો કકડો હતો. જમીનમાંથી ખોદી લાવી તેને મોટી ભઠ્ઠીમાં ગાળ્યો; ગાળીને તેનું જોઈએ તેવું જાડું પતરૂં ઘડ્યું. એ પતરાને ગોળ કાપીને તેપર સરકારી છાપ પાડી.

છાપ પાડવી એટલે એક ચીજને બીજી ચીજઉપર દાબી તેનો આકાર પાડવો. લખણ કે બીજું કશું તમારી ચામડીપર ચાંપશો, તો તમારી ચામડીપર છાપ એટલે આકાર પડશે. તાંબાના ગોળ કકડા કરી તેપર સરકારી સિક્કેવતી છાપ પાડે ત્યારે તે પૈસો થાય.

એ પૈસાની એક છોકરાએ ગાંધીને હાટે જઈ કાળી દરાખ લીધી, તેથી તે પૈસો ગાંધીના ગલ્લામાં બીજા મેલા ને જૂના પૈસામાં પડ્યો. એવામાં એક માણસે આવી સાત પૈસાની શાકર લીધી ને ગાંધીના હાથમાં એ આની મેલી. ત્યારે ગાંધીએ એક પૈસો પાછો આપ્યો તે પૈસો નવો હતો તેજ હાથ આવ્યો.

એ પૈસો નવો ને ચળકતો હતો તેથી તેણે વિચાર્યું કે એ પૈસો મારી ફોઈને આપીશ, તો તે રાજી થશે. રસ્તામાં કોઈ ભાઈબંધ મળ્યો; તેની સાથે વાતો કરતો કરતો ચાલ્યો. ગજવામાં કાણું હશે તેમાંથી તે નીકળી પડ્યો, તેની કાંઈ ખબર રહી નહીં, તેથી ઘેર જઈને જુએ છે તો પૈસો મળે નહીં.

કેટલાંક છોકરાં નિશાળેથી છૂટીને તેજ રસ્તે રમતાં રમતાં ઘેર જતાં હતાં, તેમાંની ડાહી નામે છોડીની નજરે એ પૈસો પડ્યો. જુઓ! જુઓ! તે બોલી, આ શું છે? એમ કહી પૈસો [illegible] લીધો.

હવે એ પૈસો કોનો એની તકરાર થવા માંડી. ડાહીએ કહ્યું, મને જડ્યો, માટે મારી પાસે રહે. બીજાં બોલ્યાં, તને જડ્યો ખરો, પણ અમે તારીસાથે હતાં માટે અમારો પણ ભાગ. એના ચણા લઈ વહેંચી ખાઈએ.

ડાહીએ કહ્યું, એ તો ઠીક. પણ એ પૈસો આપણને જડ્યો માટે આપણો ન થઈ ગયો. એ મારોએ નહીં ને તમારોએ નહીં. કોઈનો પડી ગયો છે, માટે તેને શોધી કાઢીને આપીએ.

---

## पाठ १०४. एक पैसानी वात.—भाग २.

ઝુંઠવવું સંતાખવું હરખાવું

નાથાએ કહ્યું, તે કોણ જાણે કોણ હશે. આપણે ક્યાંથી શોધી કાઢીએ?

ડાહી બોલી, ત્યારે હીંડો, મહેતાજીને પૂછીએ, ને તે હા કહે તો તેનું ખાવાનું લઈ વહેંચી ખાઈએ. પણ પેહેલાં કંઈ પૂછપાછ તો કરીએ. આ શેરીમાં ઘેરઘેર પૂછતાં જઈએ કે કોઈનો પૈસો ખોવાયો છે.

ડાહી હાથની ચોખ્ખી હતી, પણ તેના સાથી તેવા નહોતા. તે શેરીના કોઈ માણસનો પૈસો ઠર્યો નહીં, ત્યારે સૌએ કહ્યું, હવે

પૈસો લાવ, ખાવાનું લઈ આઇએ. ડાહી બોલી, જરા ધીરજ રાખો, કાલસુધી વાટ જોઈએ. જેનો ગયો હશે તે કદાપિ પૂછતો પૂછતો આવશે. એ કોઈને ગમ્યું નહીં, ને લડવા લાગ્યાં. સૌ મળી તેના હાથમાંથી પૈસો ઝુંટવવા મંડ્યાં. એટલામાં એક જણે આવીને પૂછ્યું, તમે કેમ વઢો છો ? એ છોડીને શાસારૂ કાયર કરો છો ? નાથાએ જવાબ દીધો 'એક પૈસો રસ્તામાંથી જડ્યો તે પોતે રાખે છે. અમે જોડે હતા તોપણ ભાગ નથી આપતી.

ડાહી બોલી, જુઓ ભાઈ, હું કહું છું કે તે અમારો કોઈનો નથી. અમને રસ્તામાંથી જડ્યો માટે એ ખોનાર ધણી જડે અથવા એમ નક્કી જણાય કે તે નહીં જડે ત્યાંસુધી હું રાખું.

પેલે માણસે કહ્યું, તું ભલી છોડી છે. જોઉં એ પૈસો મારો તો નથી ? થોડા વારપર હું એ રસ્તેથી જતો હતો તેવારે મેં એક પૈસો પાડ્યો હતો. તે નવો ને ચળકતો હતો, ને હજી એ જોઉં તો ઓળખું.

તેવોજ ડાહીએ મૂઠી ઉઘાડી પૈસો દેખાડ્યો. તેણે કહ્યું, એજ મારો. તેં રાખી મેલ્યો એ બહુ સારૂં કર્યું. જડ્યો માટે તમારો થઈ ગયો એમ નથી; ને એનો ધણી મળે એવું જ્યાંસુધી લાગે, ત્યાંસુધી તમારાથી ખરચાય પણ નહીં. હું એ પૈસો મારી દીકરીને આપવાનો હતો, પણ હમણા રસ્તામાં એક નાનો છોકરો મળ્યો તે ભૂખે રૂએ છે. તેની મા એવી માંદી છે કે ઉઠાતું નથી. એ પૈસાનું તેને ખાવાનું અપાવીશ. તારે જોવું હોય તો હીંડ, અહીં પાસે છે. જે પૈસો તને જડ્યો, તેથી એક ભૂખે મરતો છોકરો સંતોખાશે. એથી તું બહુ રાજી થઈશ, નહીં છોડી ?

ડાહી ઘણી હરખાઈને તેના જોડે ચાલી.

---

## पाठ १०९. एक पैसानी वात.—भाग ३.

પેલો છોકરો ઉભો હતો ત્યાં આવી તેના હાથમાં પૈસો મેલ્યો. એ ડાહીથી એ નાનો હતો. તે પૈસો લઈ ખુશ થયો નહીં, કેમકે પૈસાનું

શું કરવું એની તેને ખબર નહોતી. તેણે કહ્યું, હું ઘણો થાકી ગયો છું, ભૂલો પડ્યો છું, ને મને ભૂખ લાગી છે.

પેલા માણસે ડાહીને કહ્યું, બેન, મારે ઉતાવળનું કામ છે, માટે હું જાઉં છું. તું એને કંઈ ખાવાનું અપાવજે, ને કોઈ જોડે ઘેર પહોંચતો કરજે. આવડો નાનો છોકરો વેગળેથી નહીં આવ્યો હોય, કંઈ આટલામાંનોજ હશે. ડાહીએ કહ્યું ઠીક. વળતી તે છોકરાને ચૌટામાં તેડી ગઈ. ચાલતાં ચાલતાં ડાહીએ પૂછ્યું, તારૂં નામ શું? છોકરે જવાબ દીધો, કાશીઓ.

ડાહી—તારા બાપનું નામ શું?

કાશીઓ—મને ખબર નથી.

ડાહી—તારૂં ઘર ક્યાં છે?

કાશીઓ—(રોઈને) ઝાંપાની પેલીમેર આઘે. મારી મા ખાટલે પડી છે. હું ભૂખ્યો બહુ થયો છું, માટે ખાવાનું શોધવા નીકળ્યો. હીંડતાં હીંડતાં ભૂલો પડ્યો.

ડાહી--તારો બાપ ક્યાં છે?

કાશીઓ—મારે બાપ નથી. મા ખાટલે પડી છે. મને ઘેર કોણ પહોંચાડશે? (એમ કહી રોવા લાગ્યો.)

ડાહી—રોના, બાપુ, રોના, મારે ઘેર ચાલ; મારા બાપા બહુ સારા છે તે તને તારી માકને મેલી આવશે. જો આ પૈસો કેવો સારો છે? પેલી નેમચંદની દુકાન આવી, ત્યાંથી એના સેવમમરા લઈશું તે તું ખાજે, ને મારા બાપા આવે ત્યાંસુધી ઘેર રહીને થાક ખાજે.

ડાહીએ પોતાની ઓઢણીને છેડે આંસુ લોહી નાંખ્યાં, ને નેમચંદની દુકાનેથી પેલા પૈસાના સેવમમરા અપાવ્યા.

એ રીતે એક છોકરાએ દરાખ લઈ ગાંધીને એક પૈસો આપ્યો, તે ગાંધીએ પોતાના ગલ્લામાં નાખ્યો, ને પછી પેલા માણસને આપ્યો; તેણે રસ્તામાં પાડ્યો; તે ડાહીને જડ્યો; ડાહીએ તેના ધણીને પાછો આપ્યો; તે ધણીએ ગરીબ કાશીઆને આપ્યો.

પછી કાશીએ તેના નેમચંદની દુકાનેથી સેવમમરા લીધા, ને પૈસો નેમચંદના ગલ્લામાં પડ્યો. ડાહી કાશીઆને પોતાને ઘેર તેડી ગઈ, ને બેસાડ્યો. સેવમમરા ખાધા, પાણીબાણી પીધું, ને થોડીવાર થાક ખાધો, એટલે ડાહીનો બાપ ઘેર આવ્યો. તેણે સર્વ વાત જાણી ત્યારે તે કાશીઆને તેની માકને મૂકી આવ્યો.

---

## पाठ १०९. अटकचाळो जीवो.

| | | | | |
|---|---|---|---|---|
| અડપલો | *ડારો | ડબી | ઝૂમી | †ધુંબ |
| ફાંકડો | ધાર | ચૂરા | ચશ્મા | ‡ખાડાળાં |

---

### દોહરો.

એક અડપલો છોકરો, જીવો જેનું નામ ;
અતિરો કરતો અડપલાં, જઈ બેસે જે ઠામ. ૧
કાગળ કાં લેખણ છરી, જે જે વસ્તુ જોય ;
ઝાલે ઝૂમી ઝડપથી હીરાજેવી હોય. ૨
નાના કહી માને નહીં, કહ્યું ન ધારે કાન ;
એને પણ દિન એકમાં સર્વ વળી ગઈ સાન. ૩
ડોસો ચશ્માં ડાબલી મેલી ચડીઆ માળ ;
અતિ આનંદે અડપલે, તે લીધાં તત્કાળ. ૪
ચશ્માં નાક ચડાવીઆં, ખાડાળાં તે ખૂબ ;
ડાબલી લીધી દેખવા, ધારીને ગગ ધુંબ. ૫
ઢીલું ન હતું ઢાંકણું, જબરૂં કીધું જોર ;
ઊઘડતાં તે ઊછળ્યું, કીધો શોર બકોર. ૬
આખા મોંઊપર પડી, તેમાંથી તપખીર ;
ફાંફાં મારે ફાંકડો, ધારી ન શકયો ધીર. ૭

---

* ડારો એટલે ધમકી. † ધુંબ એટલે ધબ. ‡ ખાડાળાં એટલે ચપટાં.

ચશ્માં નાંખ્યાં ચોકમાં, છીં છીં છીંકો ખાય ;
થાકયો તે થૂ થૂ કરી, જીવો રોતો જાય. ૮
ચોળે ત્યાં તો ચોગણો, આંખે અંધો થાય ;
ડોસે દીઠા દીકરો, ચશ્માંના ચુરાય. ૯
ડોસે ડારો દઈ કહ્યું, હસવું ને થઈ હાણ ;
લાડકડા એ લાગનો, જીવા હું તું જાણ. ૧૦
ચશ્માં તો વસ્માં થયાં, ડબાંએ વાળ્યો દાટ ;
જીવે ફરીને જીવતાં ઘડ્યાં ન એવો ઘાટ. ૧૧

ક૦ દ૦ ડા૦

---

## पाठ १०७. घडीआळ.—भाग १.





મેહેતાજી—કેશવલાલ, તમે ઘડીઆળ દીઠી છે? તે તમને જોતાં આવડે છે?

કેશવલાલ—હા જી, અમદાવાદ ગયો ત્યારે જોઈ હતી. તેપર અંગ્રેજી આંકડા ૧, ૨, ૩, ૪, એવા બારલગી માંડેલા હતા. તેમાં નાનો ને મોટો એવા બે કાંટા ફરતા હતા. નાનો કાંટો ફરતો ફરતો જે આંકડાપર આવે, તેટલા કલાક વાગ્યા એમ કહેવાય.

મેહેતાજી—ઠીક, પણ તમે બધાએ કાંઈ ઘડીઆળ દીઠું નહીં હોય,

માટે આ પાસે ચિત્ર છે તેઉપરથી હું તમને જોતાં શીખવું છું. જુઓ, આ ચિત્રમાં બેવડા લીટીથી કુંડાળું પાડેલું છે તેના બરાબર સાઠ ભાગ કરી તેપર પાંચ પાંચ ને અંતરે, ૫, ૧૦, ૧૫ એવા સાઠલગી નાના આંકડા માંડેલા છે. એ ભાગ જમણેથી ડાબા ગણાય છે. બધા ઘડીઆળમાં કાંઈ એવા આંકડા માંડેલા હોતા નથી, પણ મોટા આંકડા બારસુધી લખેલા છે તેવા હોય છે. પાંચ ભાગે ૧, દશે ૨, પંદરે ૩, એવા મોટા આંકડા માંડેલા છે. મથાળે બાર લખેલા છે, જોયા, હરીલાલ? આ ચિત્રમાં એવિના બીજું કંઈ છે કે?

હરીલાલ—બે કાંટા પાડેલા છે સાહેબ, તેમાં એક લાંબો છે ને એક ટુંકો છે.

મેહેતાજી—લાંબો કાંટો એક કલાકમાં બધું કુંડાળું ફરી વળે છે. જો સાઠઆગળ હોય તો એક ભાગ ચાલતાં એક મિનિટ લાગે, બે ચાલતાં બે મિનિટ લાગે, અને એ રીતે જેટલા ભાગ ચાલે તેટલા મિનિટ જાણવા. જો ૨૦ આગળ હોય તો ૬૦ થી નીકળ્યાને એને કેટલી મિનિટ થઈ, કેશવલાલ?

કેશવલાલ—૨૦ મિનિટ.

મેહેતાજી—બહુ સારૂં, એ લાંબા કાંટાને મિનિટ કાંટો કહે છે. હવે મિનિટ કાંટો સાઠથી નીકળીને પાછો તે જગાએ આવે છે, તેટલામાં ટુંકો કાંટો નાના પાંચડાઉપર અથવા મોટા એકડાઉપર આવે છે, તેમજ લાંબો પાછો બીજી વાર ૬૦ થી નીકળીને ત્યાંનો ત્યાં આવે છે, એટલે ટુંકો કાંટો નાના ૧૦ અથવા મોટા બગડા ઉપર આવે છે.

હવે જાણે બેઉ કાંટા બપોરે બરાબર બારઉપર છે, તો એક કલાકમાં લાંબો કાંટો ફરીને બારઉપર પાછો આવશે, ને ટુંકો મોટા એક આગળ આવશે, ત્યારે આપણે કહીએ કે એક વાગ્યો. તેમજ ટુંકો કાંટો મોટા ચોગડાઉપર હોય ને લાંબો બારઉપર હોય, તો ચાર વાગ્યા એમ કહેવાય. ટુંકા કાંટાને કલાક કાંટો કહે છે, કેમકે તેથી કલાક માલમ પડે છે.

## પાઠ ૧૦૮. ઘડીઆળ.—ભાગ ૨.

કેશવલાલ—પણ સાહેબ, તમે કહ્યું તે રીતે તો બપોરથી કલાક ગણાય છે, અને મધરાતથી નથી ગણાતા.

મેહેતાજી—મધરાતે એ બેઉ કાંટા ક્યાં આવે છે વારૂ ?

કેશવલાલ—બપોરપછી બાર કલાકે, મધરાત, ત્યારે ટુંકો કાંટો બારથી નીકળીને પાછો ફરીને બારપર આવશે, અને લાંબો પણ ત્યાં, એટલે બારપર આવશે, એટલે બેઉ કાંટા પાછા બારઉપર એકઠા થશે.

મેહેતાજી—ત્યારે મધરાતપછી ફરીને કલાક એક, બે, ત્રણ એ રીતે ગણાશે. ચોવીશસુધી એકી વારે ગણવાને ઠેકાણે બે વાર બાર ગણાય છે.

હરીલાલ—એમ ગણતાં તો ચાર બે વાર વાગશે. ત્યારે આપણે કેમ જાણીએ કે કયા ચાર ?

મેહેતાજી—દિવસ હોય તો દિવસના ચાર કહેવાય, અને રાત હોય તો રાતના ચાર.

કેશવલાલ—પણ બરાબર ચાર ન વાગ્યા હોય ત્યારે ?

મેહેતાજી—બહુ સારો સવાલ પૂછયો. જો કલાક કાંટો મોટા બાર અને એકની વચ્ચે હોય ત્યારે આપણે જાણીએ તો ખરા કે બાર વાગી ગયા છે, પણ એક નથી વાગ્યો ; પછી નક્કી કરવાને મિનિટ કાંટો જોવો ; જો તે નાના ૩૬ ઉપર હોય તો બારની ઉપર છત્રીશ મિનિટ થયા એમ જાણવું.

કલાકના સાઠ મિનિટ; ત્યારે પા કલાકના ૧૫, અને અરધાના ત્રીશ થાય, માટે જો મિનિટ કાંટો નાનાં ૧૫ એટલે મોટા ૩ ઉપર હોય, તો સવા ચાર વાગ્યા કહેવાય—જો ૩૦ અથવા મોટા ૬ આગળ હોય, તો સાડા ચાર થયા ; જો ૪૫ અથવા મોટા ૯ ઉપર હોય, તો પોણા પાંચ કહેવાય.

ઘડીઆળ જોતાં ઝટ માલમ પડશે કે ૧૨ થી ૩ સુધી આખા કુંડાળાનો પા ભાગ છે, ૧૨ થી ૬ સુધી અરધો ભાગ છે, માટે

મિનિટ ગણ્યાવગર ઝટ જોતાં ખબર પડશે કે પા, અરધો, કે પોણો કલાક કયો છે.

હવે એના ઉપર બીજી જેટલી વધારે મિનિટ હોય, તે ગણીને કહેવી. જ્કલાક કાંટો ચાર ને પાંચની વચ્ચે હોય અને મિનિટ કાંટો પાંત્રીશ મિનિટપર હોય, તો સાઢા ચાર ને પાંચ મિનિટ કહેવાય છે, ચાળીશપર હોય તો સાઢા ચાર ને દશ કહેવાય.

---

## पाठ १०९. ऋतुओनुं वर्णन.

શીતળ પાનખર તંબોળ શાલ સરોવર
વનસ્પતિ વણતોલ મલાર ખેતીકાર ચાખડીઓ

---

ચોપાઈ.

શિઆળે શીતળ વા વાય, પાનખરે ઘઉં પેદા થાય;
પાકે ગોળ કપાસ કઠોળ, તેલ ધરે ચાવે તંબોળ. ૧

ધરે શરીરે ડગલી શાલ, ફાટે ગરીબ તણા પગ ગાલ;
ઘટે દિવસ ઘણી મોટી રાત, તનમાં જોર મળે ભલી ભાત. ૨

ઉનાળે ઉંડાં જળ જાય, નદી સરોવરે જળ સૂકાય;
પામે વનસ્પતિ સૌ પાન, કેસુડાં રૂડાં ગુણવાન. ૩

સાગ હોજ ફુવારા બાગ, બાગે ચંદન પંખા લાગ;
બોલે કોયલ મીઠા બોલ, તાપ પડે તે તો વણતોલ. ૪

ચોમાસું તો ખાસું ખૂબ, દીસે દુનિઆં ડૂબાડૂબ;
લોક ઉચારે રાગ મલાર, ખેતર વાવે ખેતીકાર. ૫

ચંપા ચંબેલી જૂઈ જાય, ફૂલ ગુલાબ ભલાં ફૂલાય;
છત્રી સોમાસે સુખમાટ, ચાખડીઓ હીંચોળા ખાટ. ૬

ક૦ દ૦ ડા૦

## पाठ ११०, लावरी अने तेनां बच्चां.—भाग १.

લણવું    નચિંત    ફોકટ

એક લાવરી જે ખેતરમાં રહેતી હતી તે ખેતર પાકયું એટલે તેને ચિંતા થઈ જે મારા બચ્ચાંને પાંખો આવ્યાપહેલાં જો ખેતરવાળો ખેતર કાપવાને આવશે તો કેમ થશે ? પછી તે રોજ ચારો આણવા જાય, ત્યારે બચ્ચાંને કહેતી જાય જે મારી પછવાડે કોઈ કાંઈ બોલે, તો તે સઘળું માળે આવું ત્યારે મને કહેવું, હો. એક દિવસ ખેતરનો ધણી ખેતરમાં આવીને પોતાના છોકરાને કહે કે હું જાણું છું કે આ ખેતર પાકયું, હવે લણવું જોઈએ. માટે તું કાલે સવારમાં જઈને આપણા આડોશીપાડોશીને કહી આવજે કે લણવાસારૂ આવે. આ સઘળું તે બચ્ચાંએ મા ઘેર આવી એટલે તેને કહ્યું, અને બોલ્યાં કે મા, હવે તું અમને ઉતાવળી અહીંઆંથી બીજે ઠેકાણે લઈ જા. મા બોલી બચ્ચાં, નચિંત રહો, કાંકે ખેતરના ધણીએ ખેતર લણવાનો ભરોસો પાડોશીઉપર રાખ્યો છે, તેથી હું જાણું છું જે કાલે કાપણી થશે નહીં. બીજે દિવસે લાવરીએ જતી વખત બચ્ચાંને રોજની પેઠે કહી મેલ્યું હતું, તેઉપરથી તે ખેતરનો ધણી શું બોલે છે તે સાંભળવાને ટાંપીને રહ્યાં હતાં. એટલામાં તે ખેતરનો ધણી આવ્યો, અને જેને બો લાવ્યાં હતાં તેની વાટ જોઈ રહ્યો, પણ કોઈ આવ્યું નહીં, અને તડકો પણ થયો. ત્યારે તે છોકરાને કહે, અરે પાડોશીઉપર વિશ્વાસ રાખ્યામાં કાંઈ માલ નથી, માટે હવે તું એવું કર કે આપણાં સગાં અને ભાઈભાંડુને જઈને કહી આવ કે તે સવારમાં વેહેલાં ઉઠીને ખેતરની લણણી કરવાને મદદ આવે. તે સાંભળીને બચ્ચાં ઘણાં બીનાં, અને મા આવી એટલે તેમણે તે સમાચાર માને કહ્યા. ત્યારે તે બોલી, એવું છે તો તમે બીશોમાં, શામાટે જે સગાંની ચિંતા રાખીને તેમનાં કામમાં પડે એવું બનવું કઠણ, માટે એ પણ એનું કહ્યું ફોકટ જશે.

---

## પાઠ ૧૧૧. લાવરી અને તેનાં બચ્ચાં.--ભાગ ૨.

### ધારણા

એવી રીતે બચ્ચાંને ધારણા દીધી, અને ચારો ચરવા જતી વખત તેમને કહી મૂકયું કે હવે આજ એ ખેતરવાળો જે બોલે તે મન દઈને સાંભળજો, અને હું આવું ત્યારે મને કહેજો. ત્રીજે દહાડે ખેતરનો ધણી ઘણી વારસુધી સગાંવહાલાંની વાટ જોઈને બેશી રહ્યો, પણ તે કોઈ આવ્યું નહીં. પછી તે છોકરાને કહે કે કાંઈ ચિંતા નહીં, ભીમા, કાલે સવારે દાતરડાં સારાં તૈયાર કરી મેલજે, આપણે આપણે હાથેજ કાપીશું. એ ખબર બચ્ચાંએ માને કહી, એટલે તે બોલી, બચ્ચાં, હવે આપણે અહીંઆં રહેવું નહીં, શામાટે કે કોઈ માણસ પોતાનું કામ પંડે કરવાને નીકળે તો તે ઘણુંકરીને પાર પાડે. પછી તેણે પોતાનાં બચ્ચાં ત્યાંથી તરત કાઢીને બીજે ઠેકાણે મેલ્યાં. બીજે દહાડે ખેતરનો ધણી અને તેનો છોકરો બે જણે આવીને ખેતરની કાપણી કરી.

એ વાતઉપરથી સમજવું કે કાંઈ કામ કરવું હોય તે જાતે કરવું. બીજાને ભરોસે રહીએ કે તે આવીને કરશે તો તેમાં કંઈ વળે નહીં; કહેવત છે કે "आप मुआ विना स्वर्गे न जवाय." તેમજ વળી બીજી કહેવત છે કે "मेघ समान जल नहीं, अने आप समान बल नहीं." એટલે બીજું ગમે તેટલું પાણી ખેતરમાં રેડે પણ વરસાદથી જેવું પાકે તેવું કશાથી ન પાકે, તેમ આપણું કામ કરવામાં પણ પોતાનું બળ અથવા પોતાની નજર જેટલું કરે છે તેટલું બીજાઉપર ભરોસો રાખ્યાથી થતું નથી.

---

## પાઠ ૧૧૨. કવિતાની રીત.--ભાગ ૧.

ગુરૂ લઘુ હ્રસ્વ દીર્ઘ
થડકતું અનુસ્વાર ગણ માત્રા

કવિતા બનાવનારે પ્રથમ ગુરૂ અને લઘુ એવા બે અક્ષરના ભેદ છે, તે જાણવા જોઈએ.

હરેક અક્ષરમાં કોઈ પણ સ્વર હોય છે, તેમાં જે અક્ષરમાં હ્રસ્વ સ્વર હોય, તે લઘુ અક્ષર કહેવાય, અને જેમાં દીર્ઘ સ્વર હોય, તે ગુરૂ અક્ષર કહેવાય; જેમકે ક, કિ, કુ, એ લઘુ અક્ષર છે, અને કા, કી, કૂ, કે, કૈ, કો, કૌ, એટલા ગુરૂ અક્ષર છે. વળી જોડાક્ષરથી પેહેલો લઘુ અક્ષર હોય, પણ તે થડકીને બોલાતો હોય, તો તે ગુરૂ અક્ષર કહેવાય; જેમકે પત્ર, ધર્મ; એમાં પપો તથા ધધો ગુરૂ અક્ષર ગણાય છે, પણ ગણ્યો, માન્યો, એમાં ગગો તથા મમો ગુરૂ ગણાતા નથી, કેમકે તે થડકીને બોલાતા નથી. —જે અક્ષરઉપર અનુસ્વાર હોય, તે પણ ગુરૂ કહેવાય છે. લઘુની એક માત્રા ને ગુરૂની બે માત્રા ગણાય છે.

આઠ ગણવિષે.—ત્રણ ત્રણ અક્ષરની વાત એક એક અક્ષરમાં સમજાવવાસારૂ ત્રણ ત્રણ અક્ષરોના આઠ ગણ ઠરાવેલા છે. તેની વિગત; ત્રણ ગુરૂ અક્ષર હોય, તે ગણને મ; પેહેલો લઘુ ને પછી બે ગુરૂ અક્ષર હોય તે ગણને ય; પેહેલો ને છેલ્લો ગુરૂ અને વચમાં એક લઘુ હોય તે ગણને ર; પેહેલા બે લઘુ ને છેલ્લો એક ગુરૂ હોય તે ગણને સ; પેહેલા બે ગુરૂ ને છેલ્લો એક લઘુ હોય, તે ગણને ત; પેહેલો ને છેલ્લો લઘુ ને વચ્ચે એક ગુરૂ હોય તે ગણને જ; પેહેલો ગુરૂ ને પછી બે લઘુ હોય તે ગણને ભ; અને ત્રણ લઘુ અક્ષર હોય તે ગણને ન કહેવો.

---

# પાઠ ૧૧૩. કવિતાની રીત.—ભાગ ૨.

### છંદવિષે.

છંદ બે પ્રકારના છે; માત્રામેળ તથા અક્ષરમેળ. દોહરા, છપ્પા, ને એવા બીજા માત્રામેળ છંદો છે, અને ભુજંગી, પ્રમાણિકા, વગેરે અક્ષરમેળ છંદો ઘણા છે.

### ચોપાઈ.

પંદર માત્રાનું એક પદ એવાં ચાર પદ મળીને એક ચોપાઈ થાય છે, કેમકે ચો એટલે ચાર, અને પાઈ એટલે પગ. પિંગળમાં

તો ફકત એટલુંજ જણાવેલું હોય છે, પણ એવિષેની જાણવાની વાત બાકી ઘણી રહી જાય છે.

ચોપાઈના હરએક પદમાં છેલ્લા ગુરૂ તથા લઘુ એવા બે અક્ષર હોય, અને તે ચરણમાં પ્રથમ લઘુ અક્ષર કરીને પછી તેની જોડે મ ગણ લાવવો નહીં, તથા પ્રથમ બે માત્રાઓ પછી ય ગણ લાવવો નહીં, તથા પ્રથમ, લઘું અને ગુરૂ અક્ષર કરીને તેની જોડે મ ગણ લાવવો નહીં, તેનું નામ ચોપાઈ કહેવાય છે.

---

## पाठ ११४. कविताની રીત.—ભાગ ૩.

એજ રીતે હરેક છંદનાં વિસ્તારથી લક્ષણ લખતાં ઘણું લંબાણ થાય, માટે ટૂંકામાં લક્ષણ બતાવીએ છીએ.

### દોહરાવિષે.

દોહરાનું પેહેલું તથા ત્રીજું ચરણ તેર તેર માત્રાનું, અને બીજું તથા ચોથું અગિઆર અગિઆર માત્રાનું હોય છે. પણ તેમાં સઘળા ચરણમાં અગિઆરમી માત્રા લઘુ હોય, અને આઠમી માત્રાએ લગાર વિસામો હોય, એટલે આઠમી ને નવમી માત્રા મળીને ગુરૂ થતો ન હોય, અને હરેક ચરણ આરંભતાં પેહેલો લઘુ અને પછી મ ગણ આવતો ન હોય, તેમજ ચરણ આરંભતાં ત્રણ માત્રા પછી ત ગણ આવતો ન હોય, તે દોહરા છંદ કહેવાય.

### છપ્પાવિષે.

છપ્પાનાં છ પદ હોય છે, તેમાં અગિઆર ને તેર, એ રીતે ચોવીશ ચોવીશ માત્રાનાં ચાર પદ, અને પંદર ને તેર એ રીતે અઠાવીશ અઠાવીશ માત્રાનાં બે પદ હોય છે.

### ચરણાકુળ છંદ.

એ છંદના ચાર ચરણ છે, અને હરેક ચરણમાં સોળ માત્રાઓ, તેમાં છેલ્લા બે અક્ષર ગુરૂ હોય છે.

### ભુજંગી છંદ.

ચાર ચાર ય ગણનાં ચાર ચાર ચરણ હોય, તે ભુજંગી છંદ કહેવાય. એજ રીતે વર્ણમેળ છંદનાં લક્ષણમાં કંઈ વિશેષ જાણવાનું બાકી રહી જતું નથી, ને માત્રામેળમાં બાકી ઘણું રહી જાય છે.

---

## पाठ ११९. कवितानी रीत.—भाग ४.

વિશ્રામ અનુપ્રાસ

### પ્રમાણિકા છંદ.

એક લઘુ અને એક ગુરૂ એજ રીતે આઠ અક્ષર હરેક ચરણમાં હોય, તે પ્રમાણિકા છંદ અથવા નગસ્વરૂપિણી છંદ પણ કહેવાય છે.

### મનહર છંદવિષે.

હરેક ચરણમાં એકત્રીશ અક્ષર હોય, તો છેલ્લો ગુરૂ અક્ષર આવે, અને બત્રીશ હોય, તો છેલ્લા બે લઘુ આવે તેમાં આઠ આઠ અક્ષરે કંઈક વિશ્રામ હોય, એવા ચાર ચરણને મનહર છંદ અથવા કવિત પણ કહેવાય છે.

### ઇંદ્રવિજે છંદવિષે.

હરેક ચરણમાં સાત ભ ગણ તથા બે ગુરૂ, એ રીતે ત્રેવીશ ત્રેવીશ અક્ષરનાં ચાર ચરણ હોય તે ઇંદ્રવિજે છંદ કહેવાય.

### કુંડળિઆ છંદ.

પ્રથમ એક દોહરો કરીને, પછી તેના ચોથા ચરણને ફરીથી બોલીને તેઉપર તેર માત્રાનું એક ચરણ આવે, અને પછી પણ અગિઆર ને તેર માત્રાનાં ત્રણ ચરણ આવે, અને દોહરાના પહેલા ચરણના શબ્દો છેલ્લી વારે આવે, તે કુંડળિઆ કહેવાય.

### ત્રિભંગી છંદ.

દશ, આઠ, આઠ, ને છ એ રીતે બત્રીશ માત્રાનું હરએક ચરણ હોય, અને તેમાં ત્રણ ત્રણ ઠેકાણે અનુપ્રાસ એટલે મળતા ઉચ્ચારના અક્ષરો હોય, તે ત્રિભંગી છંદ કહેવાય.

# पाठ ११६. परमेश्वरना ने माणसना बनावेला घाट.

## કેળવત

પરમેશ્વરજ સરજી શકે છે, એટલે કંઈ નહીં હોય તેમાંથી તે પેદા કરી શકે છે. માણસ તેમ કરી શકતો નથી, મૂળમાં કંઈ નહોતું, તોપણ વસ્તુમાત્ર પરમેશ્વરે સરજી. પૃથ્વી, ચંદ્ર, સુરજ, તારા, ને બીજું બધું પરમેશ્વરે સરજ્યું છે.

પરમેશ્વરે જે ચીજો મૂળથી સરજી મૂકી છે, તેને તરેહ તરેહથી ગોઠવીને તથા મેળવીને માણસ નવા નવા ઘાટ કરે છે. કપાસના છોડથી રૂ કાઢે, તેનું સુતર કાંતે, સુતરનાં લુગડાં વણે, તે લુગડાં દરજી શીવે ત્યારે તેનો અંગરખો થાય. પાઘડી રંગે છે એ રંગ ઝાડમાંથી કે જીવડામાંથી નીકળે છે. પણ અંગરખું કે પાઘડીનો જરાએ જરા ભાગ આગળ પૃથ્વીમાં હતો, માણસે તેને માત્ર ગોઠવ્યા છે.

તેમજ જુઓ ખાંડ લઈએ. ભોંયમાં ઉગેલી શેરડીને ઉખેડે છે. તેના કટકા કરીને પીલીને રસ કાઢે છે. એ રસને વાસણમાં ભરીને ગાળે છે, પછી ઉકાળે છે, ને ઉકળતાં જેમ જેમ ઉપર મેલ આવતો જાય છે તેમ કાઢી નાંખે છે. પછી તેને ધીમે આંચે રાખે છે, એટલે તેમાંનું પાણી બળી જાય છે ને બાકી રહે છે તે ખાંડ. એ રીતે ઉકાળતાં બરાબર નથી આવડતું, ત્યારે ગોળ થાય છે. આપણે કહીએ છીએ કે ખાંડ કે ગોળ આદમીએ કીધો; પણ એ તો શેરડીમાં હતાંજ, તેમાં પાણી ને કૂચાં મળેલા હતા તે માણસે કાઢી નાંખ્યા, ને મીઠી વસ્તુ રાખી. એપ્રમાણે જે જે વસ્તુ છે તે સર્વે પરમેશ્વરે પેદા કરી છે, ને તેમાં સઘળા ગુણ પણ તેણેજ મૂકયા છે. આદમી તો ગોઠવે છે, મેળવે છે, અથવા ઘાટ કે રૂપ બદલે છે.

---

## पाठ ११७. संपविषे.

| મંત્રી | ચખ | મહી | આદિક |
|---|---|---|---|
| નૃપ | નિજ | ભ્રાત | પ્રધાન |

છપ્પો.

સંવત તેર ત્રેપંન સાલ વિક્રમની જ્યારે,
દિલ્લી અલાઉદ્દીન તખ્તપર બેઠો ત્યારે,
મંત્રી મલેક ચખ અમલ કરવા રુચિ જોડી,
વિખ દઈ માર્યો શાહ, શાહજાદા ચખ ફોડી;
પણ એક માસ દિન પંચ સુખ ભોગવી ભૂંડી રીતે મુઓ,
તજી સંપ નહીં સુખ સંપજે, જરુર વિચારીને જુઓ.
દિલ્લી આદિક દેશ, થયા જગામાં નૃપ જે જે,
જેણે ન સેવ્યો સંપ, મુઆ વણ મોતે તે તે;
કોઇને કુંવરે હણ્યો, હણ્યો કોઇને નિજ ભ્રાતે,
કોઈ પ્રધાને હણ્યો, હણ્યો કોઇને પિતું માતે;
શુભ રીતે સંપ ન સેવતે, રાજા રંક પીડાય છે,
ધનથી સુખ કોઈ નથી ધારતું, સંપ થકી સુખ થાય છે.

ક૦ દ૦ ડા૦

---

## पाठ ११८. तेजानानां झाड.—भाग १.

ખુશબોદાર

જાયફળ, જાવંત્રી, તજ, લવંગ, અને એવી બીજી જણસોને તેજાના કહે છે. એ બધાંમો સ્વાદ સારો તીખાશપર અને ખુશબો-દાર હોય છે. જે દેશમાં ઘણો તાપ પડે છે ત્યાં તેજાના પાકે છે. એશિઆ ખંડમાં, તથા એની દક્ષિણે જે બેટ છે તેમાં, તથા અમેરિકા ખંડના વેસ્ટ ઇંડિઆ નામે ટાપુઓમાં તેજાનાનાં ઝાડ ઘણાં થાય છે.

જાયફળનાં ઝાડનાં પાંદડાં ખાસાં લીલાં હોય છે તેથી, અને એને ફળના ઝુમખા ને ઝુમખા થાય છે તેથી એ ઘણુંજ શોભિતું દેખાય છે. પણ જ્યારે ફળ પાકે છે, ત્યારે તેનું ઉપલું છોડું ફાટે છે, અને તેમાંથી ઝળકતા લાલ રંગની છાલ મીંજઉપર વીંટાએલી નજરે પડે છે. એ લાલ છાલને જાવંત્રી કહે છે. જ્યારે જાવંત્રીને તડકે સુકવે છે ત્યારે તેનો રાતો રંગ બદલાઇને પિળાશપર થાય છે. જે મીંજની આસપાસ એ જાવંત્રી થાય છે તેને જાયફળ કહે છે.

લવંગનું ઝાડ જામફળ એટલે જમરૂખીના ઝાડજેવું મોટું થાય છે, પણ તેના કરતાં વધારે દેખાવડું છે, કેમકે એના પાંદડાં હમેશ લીલાં ને લીલાં રહે છે, અને એનાં ફૂલ ગુલાબી રંગનાં ગુચ્છાદાર હોય છે. એ ફૂલની કળીઓ બીડાએલી ને બીડાએલી ચુંટી લે છે અને પછી તેને સુકવે છે ત્યારે તેને લવંગ કહે છે.

---

## पाठ ११९. तेजानानां झाड.—भाग २.

બાદીઆન　　　　ભભકદાર

તજમાં જરા ગળપણ હોય છે. તજનું ઝાડ મોટું થાય છે, તેની છાલની તજ બને છે. સૌથી સારી તજ હિંદુસ્તાનની દક્ષિણે લંકામાં નીપજે છે, અને તેની વાસ ઢોરને આવે છે એટલે ગમે એવી વાડ હોય તે ભાગીને માંહે પેસે છે અને ઝાડ ખાઈ જાય છે, માટે ખેડુતને ઘણી સંભાળ રાખવી પડે છે. તજના ઝાડનાં પાંદડાંનો રંગ બહુ ભભકદાર હોતો નથી. નવી કુંપળો નીકળે છે તે ગુલાબી રંગની હોય છે, ને તેની સૂરમ ઘણી સારી આવે છે. એની ડાળીઓ ત્રણ વરસની થાય છે એટલે છાલ ઉખેડી લે છે. છાલનાં ત્રણ પડ હોય છે, તેમાંનાં ઉપલાં બે તો કાઢી નાંખે છે અને માંહેલું પડજ કામ લાગે છે. તેનો વાસ અને સ્વાદ બેઉ સારા હોય છે. એને સુકવે છે ત્યારે લીલો રંગ જતો રહીને રાતો થાય છે, અને ગોળ ભુંગળાં વળી જાય છે. તજનાં પાતરાંને તમાલપત્ર કહે છે.

વળી એક બીજી જાતનો તેજાનો થાય છે, તેને બાદીઆન કહે છે. એના ઝાડને ધોળો મોર આવે છે. તેની સુરમ બહુ મીઠી હોય છે. મોર ખરી જાય છે ત્યારે જાંબુડા રંગના ઝુંડવા જેવું રહે છે, તે ઝાડપરથી વીણી લઈને સૂકવે છે, ત્યારે તે કઠણ ને ઝાંખા લાલ રંગનાં થાય છે.

આ અને પાછલા પાઠઉપરથી માલમ પડે છે કે ઝાડનાં જુદાં જુદાં અંગમાંથી જુદો જુદો તેજાનો થાય છે. જાયફળ તે મીંજ છે, અને તેપરની છાલ તે જાવંત્રી છે. ઝાડનું ખીલ્યાવગરનું ફૂલ તે લવંગ, અને છાલ તે તજ છે. તેમજ ઝુંડવાનાં બાદીઆન થાય છે.

---

## पाठ १२०. लोंकडी.—भाग १.



છટકીજવું શિકારી અણીદાર

લોંકડીને કૂતરાની પેઠે ચાર પગ હોય છે. એ બધા દેશમાં હોય છે. એનો રંગ ભૂરો ને મોં ભૂંગળી જેવું હોય છે: એના કાન અણીદાર હોય છે. તેની પૂછડી સીધી, ને તેપર વાળનો બાચો હોય છે, તે વાળમાં ધોળી છાંટ હોય છે. તેનું રહેવાનું ઠેકાણું કોતર કે બોલ હોય છે, ને કેટલાક પથરાની નીચે એ ખોદીને રહે છે. તે સંધ્યાકાળ પહેલાં ઝાઝું બહાર નીકળતી નથી, પણ આખી રાત તો

તેનીજ. ખેતરમાં જઈને દાણા ખાય; નાનાં જનાવર, ઉંદર, કોલ, કૂકડા, ચકલી, ખીસકોલી, ચામાચેણુ, સસલાં, અને પંખી, એ એનો શિકાર છે. તેને ફળ બહુ ભાવે છે. તે કૂતરાની પેઠે સસલા પાછળ પડીને તેમને પકડે છે. લોંકડી કૂકડાનો બહુ શિકાર કરે છે, ને લાગ આવે તો એનાં બચ્ચાંને પણ લઈ જાય છે. વળી બગાડ કરનારાં જનાવરોનો નાશ કરે છે. એનો શિકાર કરવાને જો કોઈ એની પાછળ પડે તો એ બહુ દોડે છે. લોંકડીની પાછળ કોઈ શિકારી લાગ્યો હોય તો તેના હાથમાંથી છટકી જવામાં, તથા કાંઈ જનાવરોનો શિકાર કરવામાં તે ઘણી ખબરદાર, તેથી લોકોમાં એની પક્કાઈનાં ઘણાં વખાણ થાય છે. એમ કહેવાય છે કે લોંકડીના જેવું બીજું કોઈ જનાવર ખંધું નથી.

---

## पाठ १२१. लौंकडी.—भाग २.

લોંકડીની પક્કાઈની વાતો ઘણીએક છે તેમાંની એક નીચે લખી છે.

એક સાહેબ શિકાર કરવા ગયો હતો, ત્યાં તેણે એક લોંકડી દીઠી તેની પાછળ કૂતરાને લઈને દોડયો, પણ તે એક ડુંગરની કઢણની કોરે આવે, ને ત્યાંથી ક્યાં જતી રહે તે કાંઈ માલમ પડે નહી. એ રીતે ઘણી વખત થયું. વળી તેની પાછળ કૂતરા દોડ્યા દોડયા જોર ભેર ધસ્યા જાય, તે પેલા કઢણની કોર આગળ નીચે સેંકડો હાથ ઉંડી ખો હતી તેમાં પડી મરી જતા તેથી પાછા આવતા નહીં, ને પેલી લોંકડી તો વળી નજરે પડતી ત્યારે પેલા સાહેબે વિચાર્યું કે એ શું હશે, કૂતરા ફરીને આવતા નથી ને આ પાછી આવે છે.

છેલ્લે તેણે ત્યાં જઈને જોયું તો તે કઢણતળે તે લોંકડીની બોલ દીઠી. તે કઢણમાં એક વેલો ઉગેલો તે બોલસુધી નીચે ઉતરેલો હતો. તે ઝાલીને લોંકડી નીચે ઉતરી પડે, ને જ્યારે ઉપર આવવું હોય ત્યારે તે વેલો ઝાલીને ચડી આવે. તે જોઈને તે સાહેબે પેલો

વેલો કાપી નાંખ્યો. પછી લોંકડી વેલો ઝાલી નીચે ઉતરવા ગઈ, એટલે તે વેલો હાથમાં ન આવ્યાથી પેલી ખોમાં જ્યાં કૂતરા પડીને મુઆ હતા તેમાં પડીને મરી ગઈ. લોંકડી ગમે તેવી પક્કી હોય તોપણ કાળા માથાના માનવીઆગળ તેનું કશું ચાલે નહીં.

---

## पाठ १२२. महासागर.

કાંઠો હિંદી આટલાંટિક પાસિફિક
રોકવું મહાસાગર સાગર

પૃથ્વીઉપર પાણી ઘણે ઠેકાણે છે, અને તે એના ગોળાને ચારે મેર વીંટી વળેલું છે. એ સર્વે પાણીવાળી જગ્યાને સાગર, સમુદ્ર, કે દરીઓ કહે છે. દરીઆની છોળો જે ઠેકાણે ભોંયની કોરસાથે અથડાય છે, તે કોરને કિનારો કે કાંઠો કહે છે. એ કાંઠો છોડીને દરીઓ કદી વધતો નથી, ને જો તે વધે તો આખી પૃથ્વી ડૂબી જાય, ને સર્વે દેશમાં જળ જળ થઈ રહે.

દરીઆનું પાણી ખારૂં છે. ખાવાની જણસોમાં મીઠું નાંખે છે તે દરીઆના પાણીથી થાય છે, પણ એ પાણી પીવાજોગ નથી.

આપણને પીવામાટે તો મીઠું પાણી પરમેશ્વરે વરસાદ, નદી, તળાવ ને કૂવામાં આપેલું હોય છે.

પોણાક ભાગની પૃથ્વીઉપર દરીઆનું પાણી પથરાએલું છે.

પાણીના મોટા ભાગનું નામ મહાસાગર પાડ્યું છે. એવા મહાસાગર પાંચ છે. તેમનાં નામ, હિંદી, પાસિફિક, આટલાંટિક, ઉત્તર, ને દક્ષિણ મહાસાગર. આ સૌ મહાસાગરમાં પાસિફિક મોટામાં મોટો છે. એણે પૃથ્વીનાં અર્ધાક ગોળાની જગ્યા રોકી છે. મહાસાગરથી નાનો હોય તેને સાગર કહેવાની રીત રાખી છે.

---

## પાઠ ૧૨૩. દરીઆમાંહેના ચમત્કાર.

ઓખું વમળ વંટોળીઆ કંઠાળ
શંખલા ભરતી ઓટ

દરીઆમાં ઘણા ચમત્કાર રહેલા છે. એમાં પરવાળાના ઝીણા જીવડા થાય છે, તે પોતાને રહેવાને સારૂ મધપુડાનાં જેવાં ઘર બાંધે છે. તેના પછી વધી વધીને ધીમે ધીમે મોટા મોટા ડુંગર ને બેટ થઈ જાય છે. તેની ઉપર પછી માણસ આવીને વસે છે. દરીઆમાં એવા નવા બેટ હાલ ઘણા પેદા થાય છે. મધપુડાના ઓખાજેવી વાદળી નામે જે જણસ થાય છે, તે પણ એક જાતના કીડા કરે છે. તે જીવડા પણ દરીઆમાં રહે છે. દરીઆમાં કેટલેક ઠેકાણે પાણીના ભમરા એટલે વમળ થાય છે. વળી વંટોળીઆના જોરથી થએલા પાણીના થાંભલા દેખાય છે, અને એવા એવા ઘણા ચમત્કાર દીઠામાં આવે છે.

દરીઆનું પાણી ધરતીભણી ચડતું ચડતું કેટલી વારલગણ આવે છે. પછી તે બધું ઉતરતું જાય છે. એવું રોજ બે વાર થાય છે. એને ભરતી ઓટ કહે છે. જે દેશ દરીઆને કાંઠે હોય છે, તેને કંઠાળ કહે છે. દરીઆ કાંઠે શંખલા ને છીપો પડેલાં જણાય છે, તેમાં જીવડા રહે છે. એ એમનાં રહેવાનાં ઘર સમજવાં. એ શંખલા ને છીપો દરીઆને તળીએથી છોળોને જોરે ઘસડાઈને કાંઠે આવે છે. વળી દરીઆમાં એવી પણ છીપો પાકે છે કે તે ચીરે છે ત્યારે તેમાંથી મોતી નીકળે છે, પણ દરીઆમાં બધે એવી છીપો થતી નથી. કોઈ કોઈ ઠેકાણેજ નીકળે છે.

---

## પાઠ ૧૨૪. ઘર.

ડેરા તંબુ બારૂં વેહેવારીઓ
દીવાનખાનું અનુકુલ

કેટલાએક વગડાના લોકોને ઘર હોતાં નથી. તેઓ ઝાડતળે કે ઝાતરમાં રહે છે. એથી ઓછા જંગલી લોક ઝાડની ડાળીઓની

ઝુંપડી કરે છે. ડાળીઓને એક એકપર ઢાળે છે, છાપરાસરખું કરે છે, ને તેમાં રહે છે. કેટલાએક ઠાઢના દેશોમાં જંગલી લોક ભોંયમાં ખાડા ખોદી તેમાં રહે છે. એ ખાડા જનાવરને રહેવા લાયક હોય છે, માણસને રહેવાજોગ કહેવાય નહીં. કેટલાક લોક પોતાનાં ઢોર બકરાં, ઘેટાં, તથા તેમની પેદાસપર જીવે છે. તેઓ એકની એક જગ્યામાં રહેતા નથી, પણ જ્યાં ઘાસ ચારો મળે ત્યાં ફરતાં ફરે છે. એક ઠેકાણે ઘાસ ચારો ખૂટ્યો, કે બીજે ઠેકાણે જાય છે, માટે માટી, ચૂનો, લાકડાં કે પથરાનાં ઘર બાંધી રહેવું તેમને અનુકુળ પડતું નથી, કેમકે એવાં ઘર પોતાની સાથે જ્યાં જાય, ત્યાં લઈ જવાય નહીં. એવા લોક ડેરા તંબુમાં રહે છે. તે લુગડાના થાય છે. તેને જાડા મજબુત વાંસના ટેકાવતી ઉભા કરે છે, ને આસપાસ લાકડાની ખુંટીઓ દાટી તેની જોડે બાંધી લે છે.

પણ ઘણીજ નવાઈ જેવાં ઘર કેટલાએક ચીનના લોકના છે. ચીન દેશના મોટાં મોટાં બારાંમાં લાખો માણસ મોટી હોડીઓપર ઘર બાંધી રહે છે, ત્યાં એવાં હજારો ઘર પાણીમાં તરતાં રહે છે.

જે દેશમાંના લોક વિદ્યા અને કળામાં હુશયાર હોય ત્યાંજ સારાં ઘર બંધાય છે, કેમકે સારાં ઘર બાંધવાં એ અકલનું કામ છે. મોટાં ને સારાં ઘર બાંધવામાં ઘણા પૈસા જોઈએ છીએ, માટે ગરીબ દેશમાં સારાં ઘર બંધાતાં નથી.

---

## पाठ १२९. छापवानी कळा.

### કળા યંત્ર પ્રતિ મુદ્રાછાપ શિળાછાપ

પુસ્તકો છાપવાની કળા માલમ પડ્યાને સુમારે ચારસેં વરસ થયા છે. એ કળા પ્રથમ વિલાયતમાં નીકળી. હાલ આપણા મુલકમાં છાયલ છીંદડી છાપવાને છીપા જેવાં લાકડાનાં બીબાં રાખે છે, તેવાં અસલ લાકડાનાં બીબાંમાં અક્ષર કોતરીને તેપર શાઈ ચોપડી કાગળ દાબતા, તેથી ચોપડીઓ છપાતી; પણ તે ઘણાં બેડોળ અને

ભારે થતાં, અને તેવતી જે પુસ્તક છપાતાં તે પણ કાળાં ને તરેહવાર થતાં. એ ચોપડીઓ આપણે તો જોવી ગમે નહીં, પણ તે દહાડાના લોક તો તે જોઇને ઘણા રાજી થતા.

પણ થોડી દિવસમાં એ કળાનો સુધારો થયો. લાકડાનાં બીબાંને બદલે ધાતુનાં બીબાં બનાવ્યાં, અને તે ઝીણાં, સારાં, ને શોભિતાં કર્યાં, તેથી સારાં પુસ્તક છપાવા લાગ્યાં.

એક એક અક્ષરનું એક એક બીબું હોય છે, તેમાંથી લઇને જે શબ્દ ગોઠવવો હોય, તે ગોઠવે. એવા શબ્દોની હારો ગોઠવી તેપર શાઇ ફેરવીને કોરો કાગળ દાબે કે અક્ષર છપાઇ રહે. એવી રીતે છાપેલા કાગળનાં પાનાં પાડીને એકઠાં બાંધે, ત્યારે તેનું પુસ્તક થાય.

જેમ જેમ છાપવાની કળામાં વધારો થતો ગયો, તેમ તેમ તેને સારૂ જે કાગળ જોઇએ તે પણ સારા ઉંચા કરતા ગયા, કેમકે પેહેલાં જે કાગળ વાપરતા તે બહુ જાડા ને નઠારા હતા.

જ્યાં પુસ્તક વગેરે છપાય છે તે છાપખાનું કહેવાય છે. છાપવાના સાંચાથી એકદમ એક લખેલા કાગળની બે ત્રણ હજાર કે જોઇએ તેટલી નકલ થાય છે; અને એક ચોપડી લખતાં જેટલો વાર લાગે તેટલી વારમાં તો તેની હજારો ચોપડીઓ તે યંત્રથી તૈયાર થાય. એ યંત્ર એવી ઝડપથી ચાલે છે કે જે પુસ્તકની એક પ્રત ઉતારી લેતાં છ મહિના લાગે તેજ પુસ્તકની દશ હજાર પ્રત છ દહાડામાં છપાઇ શકે છે.

ધાતુનાં બીબાંથી છપાય છે તેને બીબાં કે મુદ્રાછાપ કહે છે, પણ બીજી એક હિકમત પથરાથી છાપવાની છે તેને શિળાછાપ એટલે પથરાછાપ કહે છે.

## પાઠ ૧૨૬.—પ્રભુનાં કૃત્ય.

શ્રેષ્ઠ કૃત્ય નિર્જીવ

આ દુનીઆમાં જેટલી ચીજો આપણે જોઈએ છીએ તેના ત્રણ વર્ગ ગણાય છે. એક તો જેને જીવ છે ને જે જ્યાં ગમે ત્યાં ફરે હરે છે, તેને પ્રાણી કહે છે. તે શ્વાસ લે છે, ખાય છે, ને પીએ છે. પ્રાણીમાં પણ ઘણી જાત છે, તેમાંનાં કેટલાંક પાણીમાં રહે છે. માણસ સૌથી શ્રેષ્ઠ છે.

ઘાસ, ઝાડ, વેલા વગેરે જે ભોંયમાં ઉગે છે, ને ચોંટી રહે છે, તેને વનસ્પતિ કહે છે. તે જ્યારે કરમાય કે સુકાય છે, ને વધતાં નથી, ત્યારે તેને સુએલાં ઝાડ કહે છે. વનસ્પતિ પ્રાણીની ગોઠ એક જગ્યાએથી બીજી જગ્યાએ જઈ શકે નહીં, ને જે ઠેકાણે ઉગ્યાં હોય, તેથી તે ઠેકાણેજ રહે. જનાવરની પેઠે ઝાડને કાંઈ વેદના કે પીડા થાય છે કે નહીં તે કંઈ જણાતું નથી.

પથ્થર, પાણી વગેરે જે જે પદાર્થમાં મુદ્દલ જીવ નથી, તે ત્રીજા વર્ગમાં ગણાય છે. એને પદાર્થ કહે છે. તે જ્યાં પડ્યા હોય ત્યાંથી પોતાની મેળે ખસતા નથી, તેમ તે વધતાએ નથી. માણસ તો પથ્થરના, માટીના, કે લાકડાના ઘોડા, હાથી વગેરે ઘણા રમતને વાસ્તે કરી શકે છે, પણ તેમાં તેનાથી જીવ મુકાતો નથી; તેથી તે કાંઈ ખરેખાતના ઘોડા હાથીની પેઠે હાલી કે ચાલી શકતાં નથી. એ નિંર્જીવ છે.

---

## પાઠ ૧૨૭. ટંટો પતાવનાર.—ભાગ ૧.

ઝગડો પરીક્ષા પંચ

અમદાવાદમાં એક સમે છોડીઓની મોટી પરીક્ષા થઈ, તે વેળા ખબરદાર ને ડાહી છોડીઓને સારાં સારાં ઈનામ મળ્યાં. ઈનામ લઈને ઘેર જતાં રસ્તે કેટલીએક છોડીઓવચ્ચે તકરાર ચાલી. એક બોલી મને સારું ઈનામ મળ્યું. બીજી બોલી, ના, મારી ચોપડી સારી

છે. એ ઝગડો પતાવવાને સૌ છોડીઓ ઓટલે બેઠી, ત્યાં પંચમાં એમ ઠર્યું કે રાધાની ઈનામની ચોપડી સૌકરતાં સરસ છે. એ ઠરાવથી કેટલીએક છોડીઓનાં મન નારાજી થયાં. કોઈ કહે કે, શું, એના કરતાં હું ઓછા જવાબ દઉં છું? લલિતા કહે આવોની, મારી જોડે એ રાધા પરીક્ષા તો આપે? જુઓ બેનો, પેહેલો નંબર ઘણીવાર કોનો હોય છે, એનો કે મારો? સારૂં કોણ વાંચે છે? પાર્વતી નામે એક આળશુ છોડી હતી, તે બોલી, બેન, એ ચોપડી તો તને આપવી ઘટતી હતી. એક ડાવકી છોડી રેવા હતી તે બોલી, હું તો મારે ખરૂં હશે તે કહેવાની; હા, લલિતા રાધાકરતાં હુશાંયાર તો ખરી, પણ એના જેવી ડાહી ને ડાવકી નહીં. લલિતાનો તો બહુએ વાર વાંક પડે છે, ઘણીએ વાર મેહેતાજીકને એની ફર્યાદ જાય છે, પણ રાધાને કોઈ દહાડો કશો ગુનો કરતાં કે મસ્તી કરતાં જોઈ નથી. એ બાપડી કોઈ જોડે ટંટો કરતી નથી. કોઈ છેડે કે દુઃખ દે, તો પણ સાંખી રહે. કોઈ દહાડો જેને જૂઠું તો બોલવુંજ નહીં. મેહેતાજીએ ઈનામ આપતી વખતે કહ્યુંજ તો કે તારી ખબરદારી ને ભલમનસાઈને માટે તને સૌથી સારીને મોટી ચોપડી આપી છે.

---

## પાઠ ૧૨૮. ટંટો પતાવનાર.—ભાગ ૨.

ઉપરાણું

એ સાંભળીને પાર્વતી બોલી, હા રેવા, તને રાધાનું બહુ લાગે છે. રાધા બધી વાતે ડાહી છે, પણ તે નિશાળમાંજ. એ સૌ મેહેતાજીને દેખાડવાને ને તેનાં વહાલાં થવાને. નિશાળ બહાર નીકળીએ એટલે તો સૌએ સરખાં. રેવા બોલી, અલી, જરા વિચારીને તો બોલ. છેકજ જૂઠું? કહે, કયે દહાડે એણે રસ્તામાં ખોટું કામ કીધું? ખોટું બોલતાં જરાએ લાજતી નથી? રેવા એની બેનપણીનું ઉપરાણું ખેંચીને વધારે બોલત તો ખરી, પણ એટલામાં રાધાએ આવીને વારી, અને તેના મોઢાપર હાથ મૂકી બોલતી બંધ પાડીને પોતાની ચોપડી લલિતાના હાથમાં આપી અને તેની પોતે લઈ દોડી ગઈ.

બધી છોડીઓ જોઈ રહીને ચુપાચુપ થઈ ગઈ. લલિતા અને પાર્વતી તો ઝંખવાણાંજ પડી ગયાં. રેવા બોલી, લો જુઓ, તમારામાં કોઈ રાધાના જેવું છે? હવે કશાનો વાંધો રહ્યો? તમે કોઈ એવું કરો? સૌ બોલી ઉઠયાં, ધન છે બાવા એને! એનાં જેવાં થોડાંજ છોકરાં હશે. લલિતાના મનપર એથી ઘણીજ અસર થઈ. તે દહાડુથી તેણે પોતાની સઘળી ભુંડી ચાલ છોડી દીધી. ત્યારપછી નિશાળમાં કજીઆ ટંટા ઓછા થઈ ગયા, અને મેહેતાજીપાસે ઝાઝી ફર્યાદ જાય નહીં. એનું કારણ મેહેતાજીએ પૂછ્યું, ત્યારે લલિતાએ ઉપલી બધી વાત માંડીને કહી.

---

# પાઠ ૧૨૯. ભેજવાળુ ઘર.

## સંધિવા સલેખમા વીનવું

કાદવવાળી જગ્યાપાસે એક ઘર હતું તેનું ભોંયતળીઉં એટલું તો નીચું કે વરસાદમાં તેના રસોડામાં તસુ તસુ પાણી થઈ જાય. એવા ઘરમાં બાઈ પોતાના કુટુંબસુદ્ધાં રહે. તેને મળવાને એક દહાડો એક તેની બેનપણી પરગામથી આવી. તેણે ખબર અંતર પૂછી ત્યારે તે બોલી, અરે બેન, શી વાત કહું, આ ઘરજ અમને સેહેતું નથી. જે વારથી અમે રહેવા આવ્યાં છીએ તે વારથી વૈદનો પગ તો અમારાં ઘરમાંથી નીકળતોજ નથી. આ છોકરાના બાપને સંધિવા થયો છે, અને તેથી તેનું બધું શરીર રહી જશે એવો ભો લાગે છે. મને તો રોજ સલેખમા થાય છે, અને બંને છોકરાંની તો શી અવસ્થા કહું! એમનાં ગળાં તો ચોમાસુ બેઠું કે સૂજે છે. વળી ગયા કાર્તિકમાં તો અમે બધાં તાવે માદાં પડ્યાં હતાં તેથી બે છોકરાં ને એક ચાકર મરી ગયો. બાઈ, અમારા દહાડા વાંકા છે; અમને ગ્રહપીડા નડે છે.

આ બધું સાંભળીને પેલી બેનપણી કહેવા લાગી, મારી બાઈ, એમાં દહાડા વાંકા શેના? તમે જાતેજ સમજતાં નથી જે આવા

ઘરમાં રહીને તે કોણ સુખી થાય? તમે દેખતાં નથી કે કને તો ફી-ચડની જગ્યા છે? હું તો જાણું છું કે તમે અહીં રહેશો તો કદીએ સુખી રહેવાનાં નથી.

પેલી ઘરધણી બોલી, જો તમને એમજ લાગે છે, તો હું કાલની કાલે આ ઘરમાંથી નીકળું, પણ બાઈ, જ્યાં જઇશું ત્યાં નસીબ તો બે ડગલાં આગળનું આગળ. તેની બેનપણીએ કહ્યું, એ તો ખરૂં, પણ દેખતી આંખમાં ધૂળ કોણ નાખવા દે, બાઈ? આપણાપર જ્યારે દુઃખ પડે ત્યારે તે ટાળવાનો ઉપાય કરવો, કેમકે પરમેશ્વરે આપણને અકલ આપી છે. એવી ઘણી રીતે વીનવીને સમજાવી, ત્યારે તે બાઈ ત્યાંથી નીકળી બીજા સારા ઘરમાં રહેવા ગઈ, એટલે તેના વરનો સંધિવા મટયો, અને તે ને તેનાં છોકરાં સૌ સુખી થયાં.

---

## પાઠ ૧૩૦. ગુજરાત.—ભાગ ૧.

### નામિચો

ગુજરાત પ્રાંતની પૂર્વ દિશાએ માળવા પ્રાંત તથા ખાનદેશ છે; ઉત્તર દિશાએ રજપૂતસ્થાન પ્રાંત, કચ્છની ખાડી, ને રણ છે; પશ્ચિમે દરિઆો આવ્યો છે; અને દક્ષિણમાં દરિઆો તથા કોકણ છે. ગુજરાત પ્રાંતની ઉત્તર દક્ષિણ લંબાઈ ૩૨૦ મૈલની ગણાય છે, તથા પૂર્વ પશ્ચિમ પોહોળાઈ સરેરાશ ૩૬૦ મૈલની લેખાય છે, ગુજરાતની આથમણી દિશામાં જે કકડાને ત્રણ દિશાએ દરિઆો ફરી વળ્યો છે, તેને કાઠિઆવાડ કહે છે.

ગુજરાતમાં નામિચા પહાડ પાવાગઢ, ગિરનાર, શેત્રુંજ્ય વગેરે છે. પાવાગઢકને ચાંપાનેર કરીને અસલ એક મોટું શેહેર હતું, પણ હમણા તો ત્યાં થોડીજ વસ્તી છે. ગિરનારપાસે જુનાગઢ નામે શેહેર છે. શેત્રુંજ્યપાસે પાલીતાણા નામે ગામ છે. પાલીતાણાના ડુંગરઉપર જૈન ધર્મી એટલે શ્રાવકનાં મોટાં મોટાં રળિઆમણાં દેરાં છે.

મોટી મોટી નદીઓ નર્મદા, તાપી, મહી, સાબરમતી, ને ભાદર છે. એવિના બીજી નાની છે. એ નદીઓમાંની પેહેલી ચાર ખ-

ખાતના અખાતને જઈને મળે છે. ગુજરાતમાં કેટલેક ઠેકાણે પાણી-
ની ઘણી તંગાસ છે. મહીની ઉત્તરમાં આગળ જતાં રેતાળ ભોંય
આવે છે, ત્યાં એંશી એંશી સો સો હાથ ઉંડા કૂવા ખોદીએ તોજ
પાણી નીકળે.

એ દેશની ઘણીખરી જમીન રેતાળ છે. ઘઉં, બાજરી, જાર, ડાંગર, કોદરા, બંટી, બાવટો, તથા કઠોળમાં ચણા, તુવર, મગ, અડદ, એ સર્વે નીપજે છે. કપાસ પણ ભરૂચતરફ તથા કાઠિઆવાડમાં થાય છે. કાઠિઆવાડી ઘોડા પંકાય છે; તેમજ કડી પરગણાના બળદ પણ સરસ ગણાય છે.

---

## पाठ १३१. गुजरात.—भाग २.

શોભાયમાન ઈલાકો જીલ્લો સંસ્થાન
ધામ છાવણી રેસીડેંટ

આગળ અમદાવાદ ગુજરાતની ગાદી ગણાતું હતું. તાપીને કાંઠે સુરત શેહેર છે, ત્યાં થોડાં વરસપર ઘણો વેપાર ચાલતો હતો. ભરૂચ શેહેર જૂનું છે, ને નર્મદા કાંઠે એક ઉંચી ટેકરીપર વેગળેથી શોભાયમાન દેખાય છે. વડોદરું ગાયકવાડ સરકારની રાજધાની છે. કાઠિઆવાડ પ્રાંતમાં જુનાગડ, નવાનગર, ને ભાવનગર, એ ત્રણ મોટાં સંસ્થાન છે. એવિના બીજાં નાનાં સંસ્થાન ઘણાંજ છે. દ્વારકા હિંદુ લોકની જાત્રાનું મોટું ધામ કહેવાય છે. ડાકોર, શામળાજી, અંબાજી, ને બહુચરાજી, એ ઠેકાણે ગુજરાતમાંના ઘણા સંઘ જાત્રાએ જાય છે.

અમદાવાદથી ઊગમણી દિશાએ આશરે ૨૦ ગાઉઉપર કપડવંજ કરીને સારું ગામ છે, ત્યાં મોટા મોટા સાહુકાર વસે છે, ને જે સાબુ તથા કાચ ત્યાં થાય છે, તે ઘણે ઠેકાણે જાય છે. કપડવંજથી પાંચ ગાઉઉપર લસુંદરા કરીને નાનું ગામ છે, ત્યાં ઉના પાણીના કુંડ છે. વળી એવો એક મોટો કુંડ સુરતથી ૩૦ ગાઉપર દેવકીઉનાઈ કરીને છે.

ગુજરાતમાં કેટલોક મુલક ગાયકવાડ સરકારનો છે. વડોદરામાં અંગ્રેજ સરકારની તરફથી એક રેસીડેંટ કરીને અધિકારી છાવણી રાખીને રહે છે. એસિવાય બીજાં સંસ્થાન છે તેનાં પાંચ ભાગ પાડ્યા છે, તેને ઈલાકા કહે છે. તેનાં નામ, મહીકાંઠો, રેવાકાંઠો, પાલણપુર, કાઠિઆવાડ, ને સુરત. અંગ્રેજ સરકારનો જેટલો મુલક છે તેના ચાર જીલ્લા પાડ્યા છે; તેનાં નામ, અમદાવાદ, ખેડા, ભરૂચ, ને સુરત. કેટલીએક મુદતસુધી ભરૂચ સુરત જીલ્લાના પેટામાં ગણાતું હતું. ખંભાતનું સંસ્થાન જૂદું છે, ત્યાં નવાબાનું રાજ છે.

---

## पाठ १३२. काच.—भाग १.

### વાઝોડું

કાચ બનાવાવાની હિકમત ઘણી અજબ રીતે સૂઝી છે. એવું કહે છે, કે અસલના વારામાં કોઈ વેપારીનાં વહાણ વાવાઝોટાથી એશિઆ ખંડમાંહેલા તુર્કસ્તાન દેશના સિરિઆ પ્રાંતમાં કાંઠાતરફ ઘસડાઈ તેમણે કાંઠે ઉતરીને ત્યાં ઉગેલાં ઝાડવાંનાં લાકડાં એકઠાં કરી તાપણી સળગાવી તાપવા બેઠા. કેટલીક વારે એવું થયું કે કિનારાપરની રેતી તાપથી ઓગળીને પેલા ઝાડની રાખસાથે મળી ગઈ, તેથી કાચ જેવા પદાર્થનો ગઠો બંધાયો. એ જોઇને પેલા વેપારીઓને કાચ બનાવવાની જુગતી સૂઝી, તેથી તેમણે પોતાના દેશમાં તેનું એક કારખાનું કાઢ્યું.

કાચ ઘણી તરેના થાય છે, પણ બધામાં ચકમક તો આવેજ. ચકમકનો ભૂકો કરવાને બહુ મેહેનત પડે માટે કાચ બનાવવામાં રેતી વાપરે છે. એ રેતી ચકમકના પથરાની થએલી હોય છે. બારીમાં જે કાચ જડવામાં આવે છે તે ઝીણી ધોળી રેતી, સોડા નામે એક જાતનો ખાર, અને જરા ચૂનો મેલવીને બનાવે છે. એ બધાને વાસણમાં એકઠાં મૂકી ભઠીમાં ઘણો તાપ સળગાવે છે તેથી

ઓગળી જાય છે, અને રસઉપર જે કચરો તરી આવે છે તે કાઢી નાખે છે, પછી નીચે નિર્મળ રસ રહે છે તેની જે વસ્તુઓ બનાવવી હોય તે બનાવે છે.

પેહેલાં તો તેમાંથી એક જણ લોઢાની લાંબી નળીનો એક છેડો બોળીને એક તપતી થાય એવડો લોંદો લે છે. પછી બીજે છેડેથી ફૂંકો મારે છે, તેથી ફૂલીને દડા જેવડુ થાય છે ત્યારે બીજો આદમી તરત તે દડો લોઢાના ગજપર ચોંટાડીને લઈ લે છે, અને ભઠીના એક મોંઆગળ ધરે છે કે તે વધારે ઉનું થાય. પછી તેનો ઘેર મોટો ને ચપટો થવાને સારૂ પેહેલાં તો તે ગજને ધીમે ધીમે અને પછી બહુ ઉતાવળથી ફેરવે છે.

---

## पाठ १३३. काच.—भाग २.

### બિલોરી ખપોટી પારદર્શક કંદીલ હાંડી પ્યાલા

કાચને એકાએક ટાઢો પાડ તો તે ઘણો બરડ થઈ જાય છે, માટે પેહેલાં તો તૈયાર થએલા તખતાને બીજી ભઠીમાં મૂકે છે, ત્યાં ધીમે ધીમે તે ટાઢો પડે છે. એવા તખતામાંથી આરસા, ફાનસ, કે બારીને સારૂ જેવા લાંબા પોહોળા કાચના કડકા જોઈએ તેવા હીરાની કણીવતી કાપી કાઢે છે. હીરાની કણી હાથામાં જડેલી હોય છે. તે ભાર દઈને કાચપર ઘશીએ તો તરત કાચ કપાઈ જાય.

આરસા બનાવવાને ઉપર કહ્યો તેવા પ્રકારનો કાચ કામમાં આવે છે, પણ શીશીઓ, દીવા કરવાના બિલોરી પ્યાલા, હાંડીઓ, એ સર્વ બીજી તરેહની મેળવણીથી બનાવેલા કાચના થાય છે. હાંડીના કાચમાં સોડાને ઠેકાણે પોટાશ કરીને એક જાતનો ખાર નાંખે છે તથા થોડું સીસું પણ મેળવે છે. એ કાચ ઘણો ચળકતો હોય છે, તેનું કારણ કે તેમાં સીસાની મેળવણી હોય છે.

બાટલીઓ એટલે કાચના શીશા ઝાંખા લીલા રંગના કે કાળા થાય છે, કેમકે તે કાચ જાડી મેલી રેતી અને સાબુના મેલના બનાવેલા

છે. કપડવંજમાં કાચ થાય છે તે એવી જાતનો છે. જે રેતીને ખપોટી કહે છે તે ચોખ્ખી કરવાનો ઉપાય માલમ હોય તો એથી સારા કાચ થઈ શકે.

જે વસ્તુમાંથી આરપાર દેખાય તેને પારદર્શક કહે છે. કાચ લીસો ને ચળકતો છે, અને તેમાં પારદર્શકપણાનો ગુણ છે, માટે બહુ કામ લાગે છે. ફાનસ, હાંડી, ને કંદીલ એનાં થાય છે. આપણા મુલકમાં તો કોઈ મોટા પૈસાદાર હોય તે પોતાની હવેલી કે બંગલાને કાચની બારીઓ મૂકે છે, પણ વિલાયતમાં તો ઘર કે ઝુંપડાં બધાંને એ હોય છે. ત્યાં ટાઢ ઘણી તેથી બારી બારણાં રાત દહાડો બંધ રાખવાં પડે છે, માટે જો એ કાચનાં ન કરે તો અંધારૂં પડે. એમાં ચિકાસ રહેતી નથી, જરા માંજ્યું કે સાફ થઈ જાય છે. કાચના વાસણમાં કટાતું નથી, એ પણ એક મોટો ગુણ છે.

---

## पाठ १३४. कपडवंज.

ઊસ કાંકણુ

ખેડા જીલ્લામાં ઘણા ગામ અને કસ્બા છે, પણ તેઓમાં કપડવંજ ઘણું પ્રખ્યાત છે, કેમકે ત્યાં કાચ અને સાબુ થાય છે. એ કસ્બાને ફરતો કોટ બાંધેલો છે, તેમાં ચાર દિશાએ ચાર દરવાજા છે, અને પાંચમી એક બારી છે. મોહોર કરીને નદી છે, તે ગામની આથમણી બાજુએ છે. વળી ત્યાંથી ખેતરવા બેકને છેટે એક બાજી વરાસી નામે નદી છે.

એ કસ્બામાં બ્રાહ્મણ, વાણિઆ, મુસલમાન, વોહોરા, વગેરે ઘણા રહે છે, અને એ સૌ પોતપોતાના જથા બાંધી રહેલા છે; એવી રીતે કે બ્રાહ્મણવાડાંમાં બ્રાહ્મણનાંજ ઘર, તેમાં વાણિઓ ભાગ્યેજ હોય. તેમજ વાણિઆના જથામાં વાણિઆજ. શ્રાવક વાણીઆ ઘણા પૈસાદાર છે.

આ ગામમાં વોહોરાઓનાં ઘરની બાંધણી ઘણી સરસ છે.

વોહોરા પણ મોટા વેપારી છે. તે લોક ઊસ આણીને તેનો સાબુ પકવે છે; તે બહાર દેશાવર ખાતે પુષ્કળ જાય છે. સારી જાતના સાબુને ચાંદીનો સાબુ કહે છે. બીજા એક સીસગર જાતના લોક રહે છે તે મોહોર નદીમાંથી રેતી આણીને તેનો કાચ પકવે છે. બિલોરી કાચ ઘણો થાય છે. તેની બંગડીઓ, કાપડાં ભરવાની આપો, કાંકણ, કંદીલ, શીશીઓ, વગેરે ઘણું થાય છે. પણ એ કાચ વિલાયતી જેવો સાફ નથી.

એ ગામમાં શ્રાવકની વસ્તી ઘણી છે, તેથી તેમનાં દેરાં પુષ્કળ છે અને તે સારી બાંધણીનાં છે. સરસમાં સરસ બે દેરાં છે. ગામ-વચ્ચે બજાર છે, ત્યાં સરકારી નિશાળ છે, તેનું મકાન સારૂં બાંધેલું છે.

વળી એ ગામની પાસે મોહોર નદીમાં થોડેક છેટે લોઢાની ખાણ નીકળી હતી, પણ વિલાયતના જેવા સાંચા ને હથિઆરો ન મળે માટે તેમાંથી લોઢું કાઢવાની મેહેનત અને ખરચ એટલો બધો થયો કે વિલાયતી કરતાં તેનું મૂલ વધારે પડવા માંડ્યું, તેથી અંતે તે પૂરી નાંખવી પડી.

---

## પાઠ ૧૩૯. કૂતરો અને તેનો પડછાયો.

### સંતોષ

એક કૂતરો મોંમાં રોટલાનો કડકો ઘાલીને નદી ઉતરીને પેલે તીરે જતો હતો. તણે પોતાનો પડછાયો પાણીમાં દીઠો, ત્યારે તેના મનમાં આવ્યું જે આ કોઈ બીજો કૂતરો રોટલાનો કડકો લઈ જાય છે તે હું એની પાસેથી ખુંચી લઉં. એવો વિચાર કરીને પોતાનું મોં ઉઘાડી લોભથી તે લેવા ગયો તો મોંમાંનો રોટલો પાણીમાં પડ્યો. તે તળે બેઠો, ને ફરીને એને જડ્યો નહીં.

આ વાત જોડી કાઢેલી છે, પણ એ ઉપરથી શીખામણ લેવાની એ છે કે આપણી કને જે હોય તે સુખે ભોગવવું, ને વધારે જોઈએ તો મેહેનત કરી મેળવવું. પણ એમ ન કરતાં જે બીજાનું લેવા ઇછે,

તેને તે ન મળે, અને પોતાની પાસે હોય તે પણ ખોય એટલુંજ નહીં પણ લોભથી અનીતિએ ચાલે છે, ને પોતાની આબરૂ ગમાવે છે. કહેવત છે કે "લોભે લક્ષણ જાય." પણ એઉપરથી એમ ન સમજવું કે આપણી અવસ્થા સુધારવાને મેહેનત ન કરવી. લુગડાં ફાટાં હોય કે મૂળગાં ન હોય, અથવા રેહેવાને ઘર ન હોય, તોપણ તે મેળવવાસારૂ ઉદ્યોગ કરી પૈસા ન રળવા, એવું કરવું નહીં. પોતાની સ્થિતિ સુધારવાને તથા વધીરે સુખી થવાને હમેશાં ઉદ્યોગ કરવો, પણ બીજાનું તફાવવું કે છીનવી લેવું નહીં. આપણી પાસે જે હોય, તે સંતોષથી ભોગવવું. વધારે વધારે મેળવવાનો લોભ કરીને હાળો જીવ બાળવો નહીં, કેમકે એમ કરીએ તો કદી સુખ થાય નહીં. લોભનો કાંઈ પાર નથી. કહેવત છે કે "લોભને થોભ નહીં."

---

## પાઠ ૧૩૬. લોભ ને સંતોષવિષે કવિતા.

કાર પ્રોઢી હળવો પોષાવું સમુળુ
ક્ષોભ મોહ ન્યૂન વપુવાન

ચોપાઈ.

લોભે કાર ઘણેરો ઘટે, લોભે માન મરજાદા મટે,
લોભે ન રહે રૂડી રીત, લોભે ન રહે પ્રોઢી પ્રીત. ૧

લોભે ભલો રહે નહીં ભાર, લોભે ચાલે નહીં વેહેવાર.
લોભે સઘળાં લક્ષણ જાય, લોભે ભારે હળવો થાય. ૨

લોભે વિદ્યા નવ પોસાય, લોભે પુણ્ય સમુળું જાય,
લોભે લક્ષણ સઘળાં થળ, લોભ પાપ સઘળાનું મૂળ. ૩

બે લોકે બુડાડે લોભ, મોહ રૂપ એ મોટો ક્ષોભ,
લોભ વિષે છે સઘળા દોષ, સુખનું મૂળ તે તો સંતોષ. ૪

સંતોષીને ઝાઝાં માન, સંતોષી શોભે વપુવાન,
સંતોષીને થાની ન્યૂન, સંતોષીને પૂરણ પુણ્ય. ૫

સંતોષીને મહીંપતિ માન, સંતોષીને આઝાં ધાન,
સંતોષીનો એ છે અર્થ, ગાંડો થઈ નવ શોધે ગર્થ.
(કવી સામળભટ.)

---

# पाठ १३७. द्वारका.

શંખ ચક્ર ગદા પદ્મ સ્થાપના

દ્વારકાં ગુજરાતના કાંઠાપર છે. ત્યાં મોટો દરિઆો આવેલો છે, ને ગોમતી નામે નદી છે તે દરિઆને મળે છે. દરિઆમાં ભરતી આવે છે, ત્યારે ગોમતીમાં પણ આવે છે અને તેથી તેનો દેખાવ તળાવ જેવો થઈ જાય છે. એ નદીની ઉત્તરે પથ્થરનો બાંધેલો ઘાટ છે.

ઘણા દૂર દૂરના પ્રાંતોના લોક જાત્રા કરવામાટે દ્વારકા જાય છે. જે ગોમતીમાં નહાય છે તેમની પાસે માથાદીઠ સવાચાર રૂપીઆ ગાયકવાડ સરકાર કર લે છે. બ્રાહ્મણોપાસે ઓછું, એટલે સાડાત્રણ રૂપીઆ લે છે. ગોમતીમાં નહાઈને દેરામાં જાય છે. એ દેરાં પથરાનાં બાંધેલાં છે. જેની મરજી હોય છે તે ત્યાં છાપ લે છે. એ છાપ મારવાના છાપા લોઢાના બનાવેલા હોય છે, અને તેપર શંખ, ચક્ર, ગદા, પદ્મ, એવા આકાર પાડેલા હોય છે. તે તપાવીને હાથપર દાબે છે, એટલે તેનો ડામ પડી રહે છે અને તે કોઈ દહાડો જતો નથી. એ છાપ પડામણી એક માણસને દોઢ રૂપિઆ બેસે છે. આવી છાપ ઘણું કરીને વેરાગી બહુ લે છે, એવું બતાવવાને કે અમે દ્વારકા જઈ આવ્યા છીએ.

દ્વારકાથી એક મજલ છેટે બેટ છે તેમાં પછી જાત્રાળુ લોક જાયછે. ત્યાં વળી માણસદીઠ પાંચ રૂપીઆ આપવા પડે છે. કહે છે કે દર વરસે પંદર હજાર જાત્રાળુ લોક આવે છે, અને તેની પેદાશ, ગાયકવાડ સરકારને શુમારે પોણો લાખ રૂપિઆ થાય છે.

વળી એવી વાત ચાલે છે કે દ્વારકાનાથની મૂર્ત્તિ બોઢાણો કરીને એક રજપૂત હતો તે આશરે સાતસેં વરસઉપર ચોરી લાવ્યો, અને ડાકોરમાં તેની સ્થાપના કરી.

---

## पाठ १३८: खजूरी.—भाग १.

ગુણકારી ખજૂર સાંથવો પેશી

ખજૂરીનાં ઝાડ એશિઆ ખંડમાં ને આફ્રિકા ખંડમાં બહુ નીપજે છે. અરબસ્તાનનાં ને આફ્રિકાનાં રેતીનાં મેદાનમાં ફરનારા મુસાફરને ખજૂરીના ઝાડની ઘટા જોઇને આંખને ટાઢક વળે છે. તે સુંદર દેખાય છે, કેમકે ચોમેર જુએ તો રેતીના ડુંગરા છે; પણ એ ઝાડની નીચે તથા તેની ઉપર ઘણી ફૂલવાળી વેલો ઉગેલી હોય છે. તેનાં ફૂલ બહુ સુંદર દેખાય છે તે જોઇને તે મેદાનની રેતીનો તાપ તડકો સઘળું ભૂલી જાય છે. એ દેશનાં ખજૂરીનાં ઝાડ ૩૫ થી માંડીને ૬૦ હાથસુધી ઉંચાં હોય છે. તેની ટોચે પાતરાં થાય છે, તે ડાંખલીજેવા પાંચ છ હાથ લાંબાં તેની ચારેગમ લટકતાં હોય છે, તેથી તે ઝાડ છત્રીના જેવું દેખાય છે. તેઉપર ફળ થાય છે તેને ખજૂર કહે છે. તેની પેશીઓ ત્રણ આંગળ લાંબી થાય છે, ને માંહેનો ઠળિઓ બહુજ કઠણ થાય છે. એ પેશીઓ પાકે છે ત્યારે ખાધામાં આવે છે, ને સૂકવે છે ત્યારે તેની ખારેક થાય છે. ખજૂરીનો કાંઈ ભાગ નકામો નથી. અરબ લોકોનો મુખ્ય મેવો ખજૂર કે ખારેક. પાકેલી ખારેક મીઠી હોય છે. તે જ્યારે સૂકાય છે ત્યારે ઘણા દહાડા રહે છે, અને શરીરને ઘણી ગુણકારી છે. અરબ લોકો સૂકી ખારેકને ખાંડીને તેનો લોટ કરે છે, પછી પરદેશ જાય ત્યારે રસ્તામાં તેનો સાંથવો કરીને ખાય. ખજૂરનો દારૂ પણ બને છે. ખારેકના ઠળિઆ કઠણ હોય છે, તોપણ તેનો ભૂકો કરીને પાણીમાં પલાળીને ઉંટને ખવરાવે છે.

## पाठ १३९. खजूरी.—भाग २.

**બુતારો નીરો બેવકૂફ સાવરણી તાડી**

ખજૂરીનાં પાતરાંની ચીપો ઉતારીને તેની ટોપલીઓ ને સાદડીઓ ગુંથે છે, ને પાતરાંની વચમાંની મોટી નસમાંથી રેસા નીકળે છે તેનાં દોરડાં વણે છે. પાતરાંની વચલી નસના બુતારા એટલે સાવરણી થાય છે. ખજૂરીના થડનું લાકડું માંહેથી પોચું અને બહારથી કઠણ હોય છે, તેથી તેને કોતરીને તેની પાણીની પરનાળો કરે છે. કોઈ કોઈ લોક મેડાનાં પીઢીઆં પણ એનાંજ કરે છે. એ ઝાડને પાતરાંના થડમાંથી કોચીને ગાડવા બાંધે છે, તેમાં પેલા છેદમાંથી રસ વહીને પડે છે. તે રસને થોડીવાર રાખે તો તેમાં ફીણ આવે છે, એટલે તેને તાડી કહે છે. તાડીમાં કેફ છે અને તે બહુ ગંધાય છે. તાડી થતાં પહેલાંના રસને નીરો કહે છે. કેફને વાસ્તે તાડી પીએ છે તે બહુજ ઘેલાઈ કરે છે. એ ઘણા બેવકૂફ સમજવા.

કોઈના મનમાં એમ આવે કે બીજાં ઝાડની પેઠે ખજૂરીને ડાળાં નથી, ને તેનું થડ તો માત્ર સોટા જેવુંજ છે, ત્યારે તેપર શી રીતે ચડાતું હશે? એનાપર ચડનારો આદમી પોતાની કેડને અને ઝાડના થડને ફરતું મજબૂત દોરડું વીંટાળીને છેડે ગાંઠ વાળે છે. પછી એ ઝાડની જૂની ડાળીઓ ખરી પડેથી તે ઝાડમાં પગથીઆં પગથીઆં જેવું ઠેઠ ટોચસુધી એક ઉપર એક હોય છે, તેમાં પેલું દોરડું નાંખીને પગથીઆંઉપર પગ મૂકીને ઝાડનું થડ ઝાલીને તેઉપર ચડી જાય છે. ટેવ પડી છે તેથી ચડતાં વાર લાગતી નથી.

---

## पाठ १४०. अमदावाद.—भाग १.

**રાજધાની રાજનગર મસીદ પુસ્તકશાળા**

ગુજરાતમધ્યે અમદાવાદ ઘણું પ્રખ્યાત શેહેર છે, કેમકે અસલ એ મુસલમાનના વખતમાં રાજધાની હતું, માટે એને કેટલાક લોક

રાજનગર કહે છે. એને ફરતો ઉંચો ને આખો કોટ છે, અને પશ્ચિમે સાબરમતી નદી વેહે છે. કોટને બધા મળીને બાર દરવાજા છે.

શેહેરની વચ્ચોવચ્ચ માણેકચોક છે, ત્યાં કાપડ, વાસણ વગેરે વેચવાને બહુ લોક બેસે છે. વળી એની પાસે એક મોટી જુમામસીદ છે. અમદાવાદ શેહેરમાં બીજી ઘણી મોટી મોટી પથ્થરની મસીદો છે, પણ તેમાંની એકે જુમામસીદના જેવડી મોટી નથી.

માણેકચોકથી આગળ પશ્ચિમે જતાં ત્રણ દરવાજા આવે છે; અને ત્યાંથી આગળ ભદ્રનો મોટો કિલ્લો છે, તેમાં એક પ્રાચીન દેરું છે તેમાંની મૂર્તિને ભદ્રકાળી માતા કહે છે. વળી એ ભદ્રમાં કેદીઓને રાખવાનું તુરંગ છે. ભદ્રમાં મોટું ઘડીઆળ છે, તે વાગે છે ત્યારે બધા શેહેરમાં ઘણુંકરીને સંભળાય છે. ભદ્રની પાસે સરકારી અંગ્રેજી નિશાળ તથા નગરશેઠ હીમાભાઈની બંધાવેલી પુસ્તકશાળા છે.

અમદાવાદ શેહેરની બાંધણી પોળની છે. પોળો ઘણીજ છે. સૌ કરતાં મોટી પોળ માંડવીની કહેવાય છે. એવો શુમાર કાઢેલો છે કે એ પોળમાં પાંચ હજાર ઘરની વસ્તી છે. વળી પોળોમાંથી બારીઓ મૂકેલી હોય છે, તેથી માણસને એકમાંથી બીજામાં જવાને સુતર પડે છે. જો તેમ કર્યું નહોત તો બહુજ અડચણ પડત. પણ ગાડી ઘોડાને જવાને તો ઘણીજ હરકત છે, કેમકે બારીઓ એટલી તો સાંકડી હોય છે કે તેમાંથી બે માણસથી જોડે તો જવાયજ નહીં.

શેહેરમાં વસ્તી બ્રાહ્મણ, વાણિઆ વગેરે હિંદુની ઘણી છે. પણ તેમાં શ્રાવકનો જથો ભારે છે. તે પૈસાદાર પણ છે.

---

## पाठ १४१. अमदावाद.—भाग २.

ઘાટીલાં                વિશાળ.

એ શેહેરમાં તરેહતરેહવાર માલ થાય છે, ને તે બહુ લાંબે દેશાવર જાય છે. તેમાંની મુખ્ય ચીજોનાં નામ, કિનખાબ, મશરૂ, રેશમી

કાપડ, સુતરાઉ કાપડ, પાઘડીઓ, કસબ, કોરા કાગળ, વગેરે ઘણોક માલ નીપજે છે. તાંબા પીતળનાં વાસણ તથા સોના રૂપાનાં ઘરેણાં સારાં ઘાટીલાં થાય છે, તે આખા ગુજરાતમાં વખણાય છે.

ઉપર ભદ્રનો કિલ્લો કહ્યો તેવિના બીજો એક મોટો કિલ્લો છે તેને ગાયકવાડની હવેલી કહે છે. હાલ એમાં તોપખાનું રહે છે. શેહેરમાં ઠામઠામ કરંજા એટલે માણસ અને ઢોરના ખપને સારૂ પાણીના ફુવારા બાંધેલા છે. તેમાં પાણી આવવાને એ ગાયકવાડની હવેલી-આગળ મોટો હોજ બાંધેલો છે તેમાં વરાળયંત્રથી ચાલતા બંબાવતી નદીનું પાણી આવે છે અને તે નળવાટે શેહેરના ફુવારામાં જાય છે.

શેહેરમાં હિંદુઓનાં દેરાં ઘણાં છે, પણ તેમાં સ્વામી નારાયણનું ઘણું વિશાળ અને વખાણવા જોગ છે. શેહેર બહાર પણ કેટલીક મોટી મોટી ઈમારતો, દેરાં, અને વાવો છે. તેમાં મુખ્ય શાહીબાગ, હઠીસંગ કેશરીસંગની વાડી અને દેરૂં, દાદા હરીની વાવ, કાકરીઉં તળાવ, શાહ આલમનો રોજો, સર્ખેજનો રોજો, વગેરે છે. એસિવાય શેહેરની આસપાસ મસીદોનાં ખંડેર બહુ દીઠામાં આવે છે.

મ્યુનિસિપાલ ખાતું થયાપછી પોળ અને રસ્તાની સુધરાઈ જરા ઠીક રેહે છે. મોટી સડકોપર પાણી છંટાય છે. શેહેરની ઉત્તર પાસે ત્રણ મૈલને છેટે લશ્કરને રહેવાની જગ્યા બાંધેલી છે, તેને કાંપ કહે છે. એમાં ગોરા આદમીનું લશ્કર રહે છે. કાંપની પાસે ઘોડાની શરત રમવાની સડક બાંધેલી છે. ત્યાં એક બંગલો છે. ત્યાં ઘણું કરીને ચોમાસામાં શરત થાય છે.

---

## पाठ १४२. अमदावांदना भद्रविषे.

| મુખવાળાં | કારમી | સ્કૂલ |
|---|---|---|
| સામગ્રી | સ્વર્ગ | નર્ક |

દોહરા.

ભદ્ર નામ સૌથી ભલું, સૌ જાણે સંસાર,
આ કારણ કાળારાથી ભદ્ર દિસે ભેંયંકાર ?

કાળાં મુખ્ખવાળાં વસે, કાળાં કૃત્ય કરનાર,
તે કારણ કાળાશથી ભદ્ર દિસે ભયંકાર.
જરા જેના અતિ ઊજળા દુનિઆ મધ્યે દેખ,
એવા જનથી ઊજળી પુસ્તકશાળા પેખ.
કાચા કાચ સમાનના, ઉપજે રત્ન અમૂલ,
કીમત પામે કારમી, એ તું જો આ સ્કૂલ.
સ્વર્ગ નર્ક આ લોકના સઘળા રસ્તા સેહેજ,
તે મળવાના ત્રણ જુઓ ; આ દરવાજા એજ.
સાંમગ્રી સુખ્ખની ભલી મળે જહાં* મનરંજ,
જો જુગતીથી આ બન્યો, કેવો છે કારંજ.
શુક્રવાર શોભા ભલી આ ઠેકાણે થાય,
ચડને પોરે† ચોકમાં ભલી બજાર ભરાય.
આ તો અમદાવાદમાં મન ઠરવાનું ઠામ,
દેખતાં દિલમાં થયા રાજી દલપતરામ.

---

## पाठ १४३. बहादुर कूतरो.—भाग १.

### મડમ

કોઈ વખતે એક વાહાણ વિલાયતથી ચીન જતું હતું, તેમાં બેઠે ઉતારૂમાં એક સાહેબ, તેની મડમ, અને તેમનો પાંચ વરસ છોકરો એટલાં હતાં. તેમની પાસે એક મોટો વિલાયતી કૂતરો હતો.

વાહાણપરનાં સઘળાં માણસ એ કુતરાને એટલો ચાહાતાં કે તેને વીલો મૂકવાનું મન થતું નહીં, કેમકે તે કૂતરો તે લોકસાથે ઘણો હળી ગએલો હતો. તે સૌમાં તે પેલા નાના છોકરાજોડ બહુ ગેલ કરતો. એક દહાડે સાંજરે તે કૂતરો ને છોકરો બંને સાથે રમતા હતા એટલામાં વાહાણ જરા ડોલ્યું, તેથી છોકરો દરિઆમાં પડી ગયો, એટલે પાધરૂંજ કૂતરે રડવા માંડ્યું. તે સાંભળીને તરત બધા લોક

---

* જ્યાં. † પોહોરે.

ત્યાં ગયા તો માલમ પડ્યું કે છોકરો દરિઆમાં પડ્યો. તે જોઇને તેઓ બોલ્યા કે, કોઈ કાઢો રે, કાઢો રે! એટલે કૂતરે તરતજ દરિઆમાં ભૂસકો માર્યો. પેલા છોકરાના બાપનો તો જીવ ઉડી ગયો, અને તે તથા બીજા પાંચ સાત જણ એક મછવામાં કૂદી પડ્યા. પણ તે રાત અંધારી એટલે આઘી નજર જાય નહીં, તેથી બધાએ છોકરાની આશા મૂકી. એટલામાં તેમણે વાહાણને બીજે પાસે કાંઈ. અફળાતું સાંભળ્યું, ત્યારે તે સાહેબ બૂમ પાડી ઉઠ્યો કે, ભાઈઓ ઝટ ઝટ હલેસાં મારો, ને પેલે બાજે પાસે વેહેલા ચાલો. ત્યારે ખારવા ઘણા જોરથી હલેસાં મારી મારીને બીજે પાસે ગયા, એટલે કૂતરો માલિમ પડ્યો; તેના મોંમાં છોકરો હતો. એ જોઇને સઘળાં માણસને બહુ હરખ થયો, તે બેઉને મછવાપર લીધા.

મછવો વાહાણપાસે હંકારી લઈ ગયા, ને સૌ વાહાણપર ચડ્યા. ત્યાં તે છોકરાને થોડી વારે ભાન આવ્યું, તેથી માબાપના મનને ટાઢક વળી. બધા લોક શાબાશ શાબાશ કહીને કૂતરાની પીઠ ઠોકવા લાગ્યા. પછી પેલો છોકરો કૂતરાને રોજ પોતાની બાથમાં લે, ને બધા લોક તે કૂતરાપર બહુ માયા રાખે.

---

## पाठ १४४. बहादुर कूतरो.—भाग २.

લંગર કળતર

પછી વાહાણ હંકાર્યું ને એક ઠેકાણે ઉતરવાનું આવ્યું, ત્યાં લંગર કર્યું. પેલો સાહેબ એની મડમ ને છોકરાને લઇને કિનારે જવાને મછવામાં બેઠો, તેવારે તેણે વાહાણના બલાસીને કહ્યું કે, આ કૂતરાને બાંધી મૂકજો. જ્યારે અમે તમને એ કૂતરાને છોડી મૂકવાને અણસારો કરીએ ત્યારે છોડી મૂકજો. એ કૂતરો તરવાંમાં હોશિઆર છે માટે તે વાહાણથી કાંઠાસુધી તરીને આવશે. એમ કહીને મછવો હંકાર્યો. તે કાંઠે પૂગવાની તક થઈ ત્યારે પેલે સાહેબે ટોપી હાથમાં લઇને હલાવી એટલે કૂતરાને છોડી મૂક્યો. છોડતાંજ તે પાધરો દરિ-

આમાં પડયો, ને તરતો તરતો આગળ ચાલ્યો. થોડેક આવ્યો એટલે તેણે રડવા માંડયું. તેથી પેલો સાહેબ સમજ્યો કે એને કાંઈ કળતર થતી હશે, પણ તેમ નહોતું. તે વખત તે મોટા સંકટમાં પડ્યો હતો. આડો ને અવળો તરે ને ડૂબકી મારે તેથી માલમ પડ્યું કે શાર્ક કરીને એક જાતની માછલી ઘણી મોટી થાય છે, તે તેની પાછળ લાગેલી છે. એ માછલીસામું કૂતરો દાંતીઆં કરે, પણ તે માછલી તેથી ડરે નહીં. એ માછલીથી ચત્તાં થયાવગર કોઇને મોંમાં લેવાય નહીં. તે પાસે આવે ને ચત્તી થાય, એટલે કૂતરો નાસી જાય. એમ ઘણી વાર થયું.

એ જોઇને પોતે કૂતરાને ઉગારવામાટે મછવો પાછો વાહાણતરફ હંકાર્યો. કૂતરો બહુ થાકી ગયો હતો ને માછલી ઘણી ઝડપથી જતી હતી. તે જોતા જોતામાં કૂતરાની લગભગ આવી,ને ચત્તી થઈ કૂતરાને મોંમાં લેવાને મોં ઉઘાડે છે, એટલે પેલે સાહેબે બંદૂક ફોડી, તેથી તે માછલીનું જડબું ફાટી ગયું, ને પાણીમાં લોહી લોહી થઈ રહ્યું. પછી તેણે કૂતરાને પાણીમાંથી મછવામાં ખેંચી લીધો, ને છોકરે તેને બાથ ભીડી. વાહાણપરનાં ને મછવામાંનાં બધાં માણસો સાથે બોલ્યાં કે રંગ છે, રે રંગ છે! માછલી મૂઈને કૂતરો ઉગર્યો.

---

## પાઠ ૧૪૯. ઉંદર અને ઇંડાં.

તરતબુદ્ધિની ટેવ ઘણી કામની છે તે આ નીચે ઉંદરની વાતથી માલમ પડે છે.

ઉંદરને ઇંડાં ઘણાં ભાવે છે, તેથી જ્યાં કૂકડીનો ખડો હોય છે, ત્યાં તે ઘણો નાશ કરે છે. કોઈ કોઈ વખત તો ઇંડાં ત્યાં ખાતા નથી, પણ લઈ જાય છે. એ એવડાં મોટાં ઇંડાં લઈ જતા હશે એવું કોઈના સપનામાંએ આવે નહીં, પણ તે લઈ જાય છે એમાં કશો સંદેહ નથી.

વિલાયતમાં એક જણ વાડામાં કામ કરતો હતો, તે વખતે તેણે કેટલાક ઉંદરને કૂકડીના ખડાપાસે ફરતા દીઠા, ત્યારે તેણે મનમાં

વિચાર્યું કે આ આટલા બધા ઉંદર અહીંઆં શા માટે ફરતા હશે. તે જાણવાને છાનોમાનો કૂકડીના ખડા આગળ જઇને ઉભો રહ્યો. થોડીવાર થઈ એટલે તે ઉંદરમાંના એકને આડો પડીને કૂકડીના ઇંડાપાસે આળોટતો દીઠો. પછી તે ઉંદરે ઇંડું ચારે પગના કબજામાં લઇને તે મજબૂત ઝાલવાસારૂ પોતાની પૂછડી ઇંડાઉપરથી તાણીને મોંમાં ઘાલી, ને ઇંડું મજબૂત વચમાંથી ઝાલ્યું; ત્યારે બીજા ઉંદરો તે ઉંદરને ઇંડાસુદ્ધાં ઘસડી લઈ ગયા.

એ વાતઉપરથી સાર એ કે ગમે એવું કઠણ કામ આવે તે વેળાએ હિંમત ન હારતાં તરતબુદ્ધિ કામે લગાડી તેનો તોડ કાઢવો, પણ આ ઉપલી વાતમાં ઉંદરે ચોરનું કામ કર્યું તે આપણે ન કરવું.

---

## पाठ १४६. खेतीवाडीविषे.—भाग १.

ખાતર ધરૂ કોળા

આપણે દાણા ખાઈએ છીએ તે સઘળા ખેતરમાં પાકે છે. પ્રથમ ખેતરમાં હળ ફેરવે છે, તેથી સઘળી ભોંય તળે ઉપર થઇને પોચી થાય છે. આ દેશમાં હળ બળદ કે પાડાપાસે ને કેટલેક ઠેકાણે ઉંટપાસે ખેંચાવે છે, ને એક માણસ પાછળથી હાંકે છે. વળી હાલ વિલાયતમાં વરાળનાં યંત્ર હળને જોડવા માંડ્યાં છે, તેથી ઘોડા, બળદ, કે બીજાં જનાવર જોડવાવગર કામ ધમધોકર ચાલે છે.

અહીં બે જાતનો પાક થાય છે, એકને ચોમાસુ, ને બીજાને શિઆળુ કહે છે. ચોમાસુ પાકમાં વરસાદ થયાપેહેલાં એક વખત હળ ફેરવે છે, તેથી ભોંય ખોદાઇને પોચી થઈ રહે છે. પછી તેમાં ખાતર નાંખે છે, અને વરસાદ આવવાની તક થાય છે ત્યારે ચાસ પાડીને વાવણી કરે છે, એટલે છોડ હારદોર ઉગી નીકળે છે. વરસાદ પડે તેથી દાણા ને જમીન પલળે, ત્યારે દાણાના ફણગા ફૂટી નીકળે. પછી તેના છોડ મોટા થઇને તેપર કણસાં, ઉંબી. કે શિંગો જે આવવાનું હોય તે આવે, ને ધાન્ય વાવ્યું હોય, તે કરતાં બહુ પાકે. ચોમાસુ

પાકમાં ડાંગર. કઠોલ. બાજરી, જાર એ થાય છે. ડાંગર વાવીને ઉગી નીકળે તેને ધરૂ કે તરૂ કહે છે. ધરૂ સારા મોટા થાય, એટલે તે પાંચ દશ એકઠા કરીને તેના કોગા ક્યારડામાં રોપે છે.

---

## પાઠ ૧૪૭. ખેતીવાડીવિષે.—ભાગ ૨.

### જડ ઉપણવું માફક નીંદી ખરીફ રવી

શિઆળામાં પેહેલવેહેલી જમીનને પાણી પાઇને તર કરે છે, ત્યારકેડ માંહે હળ ફેરવે છે, પછી ખાતર નાંખે છે, ને છેલ્લે તેમાં વાવેતર કરે છે. એ ખેતરમાં જેમ જોઇએ તેમ પાણી પાય છે, અને માંહે બીજા રોપાની જડો બાઝી હોય તે નીંદી નાંખવી પડે છે. જો નીંદી ન નાંખે તો જમીનનો રસ બધો અનાજના રોપામાં જાય નહીં, કેમકે પેલી જડો ચૂસી લે. પછી થોડે દહાડે તે રોપાપર ઉંબી કે કણુસાં જે આવવાનું તે આવે છે. તે સૂરજને તાપે પાકીને સૂકાય છે. પછી તેને થડમાંથી કે કણસાંમાંથી દાતરડાવતી કાપી લે છે ને ખળીમાં લઈ જઇને મસળે છે કે પારમાં નાંખે છે, એટલે માંહેથી દાણા નીકળે છે. પછી તેને ઉપણે એટલે માંહેથી ફોતરાં હોય તે ઉડી જાય, ને દાણા દાણા છૂટા પડે. ચોમાસુ ધાન્યને ખરીફ અને શિઆળુ પાકને રવી કહે છે.

જમીનમાં લાગલાગટ ઘણી વાર એક ધાન્ય વાવે તો જમીનનો કસ જતો રહે, માટે હેરફેર વાવેતર કરે છે, કે એકાદ વરસ પડતર રહેવા દે છે. વળી જમીનમાં કસ આવવામાટે છાણનું ખાતર ખેતરમાં નાંખે છે. કેટલેક ઠેકાણે ખાતર બાળે છે ને કેટલેક ઠેકાણે એમનું એમજ નાંખે છે, પણ છાણનું ખાતર નાંખવાને બદલે ખેતરમાં જે ધાન્ય પકવવું હોય, તે ધાન્યના છોડવાનું ખાતર નાંખ્યું હોય, કે તે ધાન્યનું છાણ થએલું હોય, તેનું ખાતર નાંખ્યું હોય તો વધારે પાકે, કેમકે જમીન તેનો રસ ચૂશી લે, ને તે રસ પેલા ધાન્યના છોડવા ઊગે તેને બહુ માફક આવે.

# પાઠ ૧૪૮. એક ચાકર પોતાનો જીવ આપ્યો.



**અમીર પાલણપોષણ નાહર મસ્ત છે• ઈતબારી**

એક વખતે શિઆળામાં એક મોટો માણસ પોતાની ધણીઆ-ણીને સાથે લઈને ગામ જતો હતો. ત્યાં પર્વતમાં નાહર એટલે વરૂની વસ્તી બહુ હતી. જ્યારે કડકડતી ટાઢ પડે છે ત્યારે તે ઘણાં મસ્ત થાય છે. એ નાહરનાં ટોળે ટોળાં તે અમીરની ઘોડાગાડી પાછળ પડ્યાં, ત્યારે તે અમીરની સાથે તેનો ચાકર હતો, તે ઘોડાઉપર બેઠેલો હતો, તેણે તે નાહર ધસ્યાં આવતાં જોઈને પોતાનો ઘોડો નાહરભણી છોડી મૂકવાની ધનીપાસે રજા માગી. અમીરે તે વાતની હા કહી, એટલે તેણે ઘોડો છોડી મૂક્યો, ને ગાડીઉપર ચડી બેઠો. તે ઘોડાને પેલાં નાહરે ફાડી ખાધો, પણ લોહી પીધું એટલે વધારે મસ્ત થયા. ઘોડો છોડી મુક્યાપછી જેટલી ઉતાવળ થઈ તેટલી પેલે અમીરે કરી પણ તે બીજે ગામ પહોંચતાં પહોંચતાંમાં નાહર પાછાં ગાડીની લગભગ આવી પહોંચ્યાં, અને એટલાં પાસે આવ્યાં કે જાણે હમણા ફાડી ખાશે. ત્યારે પેલો ચાકર બોલી ઉઠ્યો કે. સાહેબ. હવે ઉગર-વાનો એકજ ઉપાય છે. જો તમે રજા આપો ને મારાં છોકરાં છૈયાંને પાળવાનું વચન આપો. તો હું એ નાહરની સામો જાઉં. તે મને તો ફાડી ખાશે ખરાં, પણ એટલામા તમે ગામમાં જઈ પહોંચશો. તે અમીરને ઉગરવાનો બીજો એકે ઈલાજ નહોતો. તેથી ઘણી લાચારીથી તેને રજા આપી. ને કહ્યું કે હું તારાં છોકરાંનું પાલણ પોષણ કરીશ. તે સાંભળીને પાધરોજ તે ચાકર નાહરની સામે ગયો. તેને તે નાહરે ફાડી ખાધો એટલામાં તે મોટો માણસ પેલે ગામ જઈ

પહોંચ્યો. પછી તેણે આપેલા વચનપ્રમાણે પેલાં ચાકરનાં છોકરાં છૈયાંનું પાલણપોષણ કર્યું.

એ વાતનો સાર કે ચાકર તો એવા જોઈએ કે ધણીના સંકટસમે પોતાનો જીવ સરખોએ વહાલો ન કરે, અને ધણી તો એવા જોઈએ કે એવા ઈતબારી ચાકરને છે ન દેતાં જીવતાંસુધી તેમનું પાલણ કરે.

---

## पाठ १४९. गुलाम अने सिंह.—भाग १.

ગુલામ ભયંકર મોતીઆં ઈરાદો

અસલના વખતમાં એક ગુલામઉપર તેનો ધણી બહુજ જુલમ કરતો, એવો કે એ વેઠચાકરતાં મરવું સારૂં. દુઃખમાંથી છુટવાનો બીજો ઉપાય રહ્યો નહીં, ત્યારે તેણે જંગલમાં નાશી જવાનું ઠરાવ્યું. તેણે વિચાર્યું કે વગડાનાં જનાવર મારી ખાશે તે ઠીક, પણ આ મારો જુલમી ધણી દુઃખ દે છે તે ખમાતું નથી.

એક વાર તક જોઇને છાનો માનો તે પાસેના વગડામાં નાશી ગયો. ખાવા પીવાનું કે ઓઢવાનું કાંઈ જોડે લીધું નહોતું, તેથી બાપડાને માથે ઢગલે ઢગલા દુઃખ પડ્યું. આખો દિવસ જંગલમાં રખડી રખડી થાક્યો; પગમાં કાંટા ભચોભચ વાગે, ને લોહી નીકળે; ભૂખ કડકડીને લાગી, પણ ખાવાનું કાંઈ મળ્યું નહીં; હીંડવાની આય જરાએ રહી નહીં. એવામાં એક કોતર આવ્યું, તેમાં નિરાશ થઈ બેઠો.

જરા બેઠો એટલામાં એક ભયંકર શબ્દ સાંભળ્યો. એને લાગ્યું કે એ વાઘ કે સિંહનો શોર હશે, ને તેથી બીને કોતરમાંથી નાસવાનું કર્યું, પણ જેવો બારણાઆગળ આવ્યો, કે સામો મોટો બિઆમણો સિંહ આવ્યો, ને નાસવાનો કાંઈ લાગ રહ્યો નહીં. તેને જોઈ એનાં તો મોતીઆંજ મરી ગયાં, ને જીવવાની આશા છોડી; પણ જનાવરનો

રાજા હળવે હળવે હીંડતો રાંકડું મોં કરી નજીક આવવા લાગ્યો ને મારવાનો ઇરાદો દેખાડયો નહીં. દુખીઆરાની પેઠે ધાંટો કાઢી મદદ માગતો હોય, તેમ દેખાયો. એથી તે ગુલામને બહુ અચંબો લાગ્યો. અસલથી તે છાતીવાળો તો હતો, તેથી આ જોઇને તેણે વધારે ધીરજ પકડી.

---

## पाठ १८०. गुलाम अने सिंह.—भाग २.



સિંહ ખોડાતો હીંડતો હતો, તેપરથી પેલા ગુલામે તેના પગભણી નજર કરી, ત્યારે એક ટાંકિઓ ઘણો સૂણેલો દીઠો. હિંમત પકડીને નજીક ગયો ને સિંહનો સૂણેલો પગ હાથમાં લીધો. જેમ આજારી માણસ વૈદને જોવા દે, તેમ સિંહે તેને પોતાનો પગ જોવા દીધો. ગુલામે જોયું તો પંજાના તળીઆમાં એક મોટો કાંટો ભાગ્યો છે, ને ત્યાં સૂણેલું છે, તેથી પગ લંગડાય છે. સિંહના ડોળપરથી એમ જાણ્યું કે એ કાંટો કઢાવવાની એની મરજી છે, માટે ગુલામે કાઢયો, ને સૂણેલું હતું તેમાં પરૂ હતું તે પણ કાઢી નાખ્યું. એ નીકળી

ગયાથી દુઃખ નરમ પડ્યું. એપ્રમાણે જરા કરાર થયો કે સિંહે ઘણી ખુશી દેખાડી પૂછડું હલાવ્યું, ને પોતાના વૈદના હાથ પગ ચાટ્યા. એમ હરખ ને માયા દેખાડી એટલુંજ નહીં, પણ તેનો ઉપકાર કદી ભૂલ્યોજ નહીં. એને પોતાના કોતરમાં રાખ્યો, ને જે શિકાર લાવે તેમાંથી તેને ખાવા આપે. બેઉ ભાઈબંધ થઈરહ્યા. એમ કેટલાક મહિના ગયાકેડે એક દહાડો તે ગુલામ વગડામાં ફરતો હતો, તેવામાં એને પકડવા મોકલેલા સિપાઈઓએ આવી તેને ઓચિંતો પકડી લઈ જઈ એના નિર્દય ધણીને હવાલે કર્યો. ધણીએ તેને પોતાની કનેથી નાશી ગયો માટે દેશના હાકેમને સોંપ્યો. તે વેળા તે દેશમાં ગુલામોપર બહુ જુલમી કાયદા ચાલતા હતા, તે કાયદાપ્રમાણે હાકેમે તે બિચારાને જંગલના ફાડી ખાનાર જનાવરપાસે મારી નખવ-વાનો હુકમ કર્યો.

---

## पाठ १९१. गुलाम अने सिंह.—भाग ३.

હિંસા　　　　　મેદાન

ચોતરફથી ઘેરી લીધેલા મોટા મેદાનમાં તે ગુલામને મૂકયો, ને ઘણા દિવસનો ભૂખ્યો ને ખીજવાએલો સિંહ તેનાપર છોડ્યો. નાસવાનો લાગ જરાએ હતો નહીં. આ કમકમી છૂટે એવો તમાશો જોવાને લોકની મેદની મળી હતી. હાકેમ પણ તે વેળા હાજર હતો. સૌ જોઈજોઈને ઉદાસી થતા હતા. એવામાં ફાળ મારતો ને ખરાડા પાડતો સિંહ આવ્યો. એની છલંગ, મોંની ફાડ, એના પંજા, ને ટુંકામાં કહીએ તો એનું આખું રૂપ જોઈનેજ કાચા હૈઆનું માણસ હોય તેના તો હોશજ ઉડી જાય. એને આવતો જોઈને સૌ લોક ચુપાચૂપ થઈ ગયા. પણ એકાએક લોકનાં મનમાંથી દયા જઈ અચંબો આવ્યો, કેમકે સિંહ તેના પર તલપ માર્યાને ઠેકાણે લાડ કરી તેના હાથ પગ ચાટવા લાગ્યો, ને પૂછડું હલાવવા મંડ્યો ખોવાઈ ગએલું છોકરૂં ઘણે મહિને એકાએક મળ્યાથી માને જેવો હરખ થાય તેવો હરખ સિંહ દેખાડવા લાગ્યો, પેલા હાકેમે તે ગુલામને મોટે

સાદે બોલાવી પૂછ્યું કે, આ નિર્દય જનાવર કોઈને છોડે નહીં, તે પોતાનો જાતિ સ્વભાવ ભૂલી જઈ તારી જોડે આમ કરે છે તેનું કારણ શું છે? ગુલામે પોતાની સિંહજોડે બનેલી સઘળી કથા સૌ સાંભળતાં માંડીને કહી. વગડાઉ હિંસાકરનાર જનાવર પણ ઉપકાર ભૂલતો નથી એ બધા લોક સાંભળી ઘણું અચરજ પામ્યા ને ખુશી થયા. સૌ મળી હાકિમને અરજ કરી કે એનો ગુનો માફ કરો, ને એને જવા દો, તેથી હાકિમે તે ગુલામને માફ કર્યું, ને પેલો સિંહ તેને આપી દીધો. આ વાતપરથી આપણે પણ શીખામણ લેવી, ને કોઈનો પાડ કે ગુણ વીસરવો નહીં, ને તેનો સારો બદલો આપવો.

---

## પાઠ ૧૯૨. ટાંકણી.

ટાંકણી એ કેવી નાની વસ્તુ છે, તો પણ એને એક માણસ કરતું નથી. ઘણા જણ એકઠા મળીને બનાવે છે. કોઈ જાણે જે એ સોયની પેઠે ખરા લોઢાની થતી હશે, પણ તેમ નથી. એ તો પીતળની થાય છે. એક માણસ પીતળના તાર બનાવે છે. બીજો તેને પાસરા કરે છે. ત્રીજો તેના કાપીને જોઈએ તેવડા સરખા કડકા કરે છે. ચોથો ઘશીને તેની અણી કાઢે છે. પાંચમો તે અણીવાળા કડકાને ઘશીને માથાં બેસાડવા જોગ કરે છે. છઠ્ઠો આદમી માથુંજ તૈયાર કરે છે. સાતમો તે માથું પેલા અણીવાળા કડકાપર ચડાવે છે. આઠમો ટાંકણીઓને ખટાશવાળા પાણીમાં ધોઈ માંજીને કલઈના ઉના રસમાં નાખીને ધોળી બનાવે છે. એપ્રમાણે ઘણા આદમી જૂદું જૂદું કામ કરે છે, ત્યારે એક ટાંકણી બને છે. એ તૈયાર થએલી ટાંકણીને કાગળમાં બરાબર ખોસવી એ પણ એક જૂદાજ માણસનું કામ છે. હવે કોઈ માણસ એવું અભિમાન કરે કે હું એકલોજ બનાવું, તો તે એક દહાડે દશ પણ તૈયાર કરી નહીં રહે. પણ ઘણાં માણસો પોત પોતાનું કામ વહેંચી લઈને કરે છે, તો એક દિવસમાં હજારો ટાંકણીઓ બનાવી દે છે.

ટાંકણીઓનો ખપ આપણા દેશકરતાં વિલાયતમાં ઘણો છે. ત્યાં દર વરસે લાખો ટાંકણીઓ થાય છે, અને તે બધી ખપી જાય છે. કોઈ પૂછે કે, એટલી બધી કયાં જતી હશે ? તો તેનો જવાબ એટલોજ કે ઘણી તો ખોવાઈજાય છે ને કેટલી એક ભાગી જાય છે. આપણે અહીંઆં તો લોક પાઘડીના પેચ અને તોરા બરાબર રાખવાને ખોડવાને સારૂ કામમાં આણે છે, પણ વિલાયતના બૈરાંનાં પોશાકમાં તો એ ઘણીજ કામની વસ્તુ છે.

---

## પાઠ ૧૯૩. લોભિઆની વાત.—ભાગ ૧.

બંદર ટંગાવું

એક ગામડાનો બ્રાહ્મણ બહુ લોભિઓ હતો. તેને એક નાળિએર જોઈતું હતું, તે લેવા સારૂ વાણિઆની દુકાને ગયો, અને પૂછ્યું કે એક નાળિએરનું શું લેશો ? ત્યારે વાણિઆએ કહ્યું કે ત્રણ પૈસા લઈશું. ત્યારે બ્રાહ્મણે પૂછ્યું કે બે પૈસાનું નાળિએર મળતું હશે ? વાણિઆએ જવાબ દીધો કે શેહેરમાં જાઓ તો મળે. પછી ત્યાંથી દશ ગાઉઉપર શેહેર હતું, ત્યાં નાળિએર લેવાસારૂ એ બ્રાહ્મણ ગયો, અને વાણિઆની દુકાને જઈને એક નાળિએરનું મૂલ પૂછ્યું. વાણિઆએ કહ્યું કે બે પૈસા બેસશે. બ્રાહ્મણે પૂછ્યું કે એક પૈસાનું કયાં મળતું હશે ? જવાબ દીધો કે અહીંથી દશ ગાઉઉપર બંદર છે ત્યાં એક પૈસાનું નાળિએર મળે છે. પછી તે બ્રાહ્મણે તે બંદરમાં જઈને નાળિએરનો ભાવ પૂછ્યો, ત્યારે જવાબ દીધો કે પૈસાનું એક નાળિએર મળશે. બ્રાહ્મણે પૂછ્યું કે કોઈ ઠેકાણે એક પાઈનું નાળિએર મળતું હશે ? જવાબ દીધો કે રાનમાં જ્યાં નાળિએર થાય છે ત્યાં પાઈનું એક મળે છે. પછી તે બ્રાહ્મણ રાનમાં ગયો, અને નાળિએરનો ભાવ પૂછ્યો, ત્યારે રાની માણસે કહ્યું કે પાઈનું એક મળશે. પછી તે લોભિએ પૂછ્યું કે મફત કયાં મળશે ? ત્યારે રાનીએ કહ્યું કે આ નાળિએરીઉપર ચડીને તોડી લ્યો તો મફત મળે. ત્યારે તે લોભીઓ આક-

ઉપર ચડ્યો, ને નાળિએર ઝાલીને ટંગાઈ રહ્યો. એવામાં એક ઉંટ-વાળો આવ્યો. તેને કહ્યું કે ઓ ભાઈ, મારા પગ આ ઓડે ભરાવ તો હું જાળવીને હેઠે ઉતરૂં. ત્યારે તેને દયા આવી, ને ઉંટઉપર ઉભો રહીને બ્રાહ્મણના બે પગ ઝાલીને ઓડે ભરાવા લાગ્યો એટલે ઉંટ ખશી ગયું, ને ઉંટવાળો પણ લટકી રહ્યો.

## पाठ १९४. लोभिआनी वात.—भाग २.



લોભ તૃષ્ણા ધરાયું આનિજી

પછી પેલો ઉંટવાળો તો મનમાં ખીવા લાગ્યો કે જો બ્રાહ્મણ

નાળિએર મુકી દેશે તો હું ને એ બેઉ મરી જઈશું; એમ જાણીને બોલ્યો કે ઓ મહારાજ, તું નાળિએર છોડીશ નહીં તો હું તને પાંચશેં રૂપીઆ આપીશ. બ્રાહ્મણે કહ્યું કે ઠીક, હું નહીં મુકી દઉં. એવામાં એક ઘોડાવાળો આવ્યો. તેના આગળ પેલે ઉંટવાળે આજિજી કરીને કહ્યું કે મારા પગ આ ઝાડસાથે ભરાવે તો હું જાળવીને હેઠે ઉતરૂં. પછી ઘોડાવાળે તે કબૂલ કર્યું, ને ઘોડાઉપર ઉભો રહીને ઉંટવાળાના પગ ઝાલ્યા, ને તે ઝાડસાથે ભરાવવા ગયો એટલે ઘોડો ખશી ગયો, અને તે પણ લટકી રહ્યો. તેણે જાણ્યું કે પેલો બ્રાહ્મણ નાળિએર મુકી દેશે તો સૌથી પેહેલો હું મરી જઈશ. તેથી તેણે કહ્યું કે ઓ પંડ્યાજી, તમે નાળિએર નહીં છોડી દો, તો હું તમને હજાર રૂપિઆ આપીશ. બ્રાહ્મણે કહ્યું કે ઠીક. સામટા દોઢ હજાર રૂપિઆ મળવાના તેથી એ લોભીઆને ઘણો હરખ થયો, અને તે મનમાં વિચાર કરવા લાગ્યો, અધધધ! આજ મને આટલા બધા દોઢ હજાર રૂપિઆ મળશે, એમ કહીને બે હાથ પોહોળા કર્યા એટલે ત્રણે જણા પછડાઈને બ્રાહ્મણ મરી ગયો. માટે અતિશે લોભિઓ હોય તેને દુઃખ થયાવિના રહે નહીં.

દોહરો.

થોભ નહીં જ્યાં લોભનો,<br>
શોભા સઘળી જાય;<br>
તૃષ્ણાથી તરસ્યો સદા,<br>
ધનથી નહીં ધરાય.

---

## पाठ १६९. शिआळ ने कागडानी वात.

| કડાકો | ઠાવકું | ભક્ષ | મધુરો | સૂર |
|---|---|---|---|---|
| મણું | નિશા | સડપ | ચડપ | ખાલી |

કોઈક વેળા વગડામાં એક શિઆળ ફરતું હતું. તેને ભૂખ લાગેલી તેથી ખાવાનું ખોળતું હતું. મનમાં વિચાર કરતું હતું જે આ વખત

હવે ક્યાં જાઉં? આજ તો કડાકો પડ્યો. હજીલગણ કશુંએ ભક્ષ મળ્યું નહીં. સાંજ પડ્યાવિના ગામમાં તો જવાય નહીં. એટલામાં દૈવજોગે એક ઝાડઉપર મોંમાં પૂરી લઇને એક કાગડો બેઠેલો દીઠો, તેથી તેના ટાંટિઆમાં જોર આવ્યું, ને મનસુબો કરવા લાગ્યું જે, હવે કંઈ જુગ્તી કરીને એ પૂરી એની કનેથી પડાવું. પછી તે ઝાડતળે જઇને ડાવકું મોં રાખ્યાને બોલ્યું, ભલે કાગડા ભાઈ, ભલે! આજ તમને જોઇને હું બહુ રાજી થયો." વાહ! તમારૂં રૂપ કેવું સારૂં છે! તમારી પાંખો પણ રૂપાળી છે. ચાંચના ઘાટમાં તો કશી મણાજ રહી નથી. વાહ! શો પરમેશ્વરે ઘાટ ઘડ્યો છે! આટલું બધું જ્યારે તમારે છે, ત્યારે તો તમારો સૂર પણ મધુરો હશે એમાં શું કહેવું? જો સાદ સારો હોય, ને ગાતાં આવડતું હોય, તો શું બાકી રહ્યું? આવાં ખોટાં વખાણ સાંભળીને કાગડાભાઈ તો ફૂલી ગયા, ને મનમાં ધાર્યું કે આ શિઆળીઆને મારા સાદનો આટલો વેહેમ રહી ગયો છે, માટે ગાઇને તે મટાડું, પછી એના મનની નિશા થાય કે ગાતાં પણ આવડે છે. પછી મોં ફાડીને કા, કા, બોલીને ગાવા માંડ્યું, એટલે પેલી પૂરી મોંમાંથી સડપ લઇને પડી ગઈ. તે પેલે શિઆળે ચડપ ઉપાડી લીધી, ને કાગડાને કહ્યું, થયું મૂરખા, ડહાપણ મેલ હવે, એટલું ન સમજ્યો કે આ ખાલી વખાણ કરે છે, તેનું કંઈ પણ કારણ હશે.

---

## पाठ १९६. टट्टु वेचवा जनार मिआंनी वात.

### भाग १.

અમદાવાદનીપાસે કોચરબપાલડી નામે ગામ છે, ત્યાંથી એક બૂઢો મિઆં ને તેનો દીકરો પોતાનું ટટ્ટુ વેચવાનું હશે, તે લઇને શુક્રવારને દહાડે સવારે શેહેરભણી આવતા હતા. આગળ ટટ્ટુ મજેથી ધીમે ધીમે ચાલે છે, ને તેની વાંસે બાપદીકરો હીંડે છે, એટલે રસ્તે બે ચાર મિઆંભાઈ એની જાતના મળ્યાં, તે કહે કે,

શું આ ટટ્ટુનાં પણ ભાગ્ય છે કે સુખે ચાલ્યું જાય છે, અને આ બિચારા પછવાડે પગ ઘસતા ચાલે છે; એપર બેશતા નથી ત્યારે એ તો એમને શા કામમાં આવવાનું છે? એ શાંભળીને બૂઢા મિઆંએ પોતાના દીકરાને ટટ્ટુપર બેસાડ્યો, અને પોતે પછવાડે તેને હાંકતો હાંકતો ચાલ્યો. આગળ જતાં કોઈ ચાર ઘરડા આદમી મળ્યા, તે પેલા છોકરાને ઠપકો દેવા લાગ્યા કે, અલ્યા, આ તને ઘટારત છે? ઘરડા બાપને પછવાડે ચલાવે છે, ને પોતે અસ્વારની પેઠે ચાલ્યો જાય છે. એ ઠપકાથી શરમાઈ છોકરો ઉતરી પડ્યો, ને તેનો ઘરડો બાપ બેઠો, ત્યારે થોડેક છેટે વળી બીજા પાંચ સાત જણ મળ્યા. તે કહેવા મંડ્યા કે જુઓ, જુઓ, આ બૂઢો મિઆં કેવો કઠણ હૈયાનો છે; પોતાના છોકરાને હીંડાડે છે, અને પોતે કેવી મજેથી ટટ્ટુપર બેસીને દોડાવતો ચાલ્યો જાય છે. આવાં આવાં મેણાં સાંભળીને ડોસો તો અકળાયો, ત્યારે તેણે પેલા છોકરાને એ પછવાડે બેસાડી લીધો, ને બંને બેશીને ઝડપથી દોડાવતા ચાલ્યા. ધીમે હીંડે તો ચાબકો મારે, એમ કરતાં નદીને તડે જઈ પહોંચ્યા, ત્યારે દશ બાર શ્રાવક વાણિઆનું ટોળું સામું મળ્યું.

# पाठ १५७ टट्टु वचवा जनार मिआनी वात.
## भाग २.



ગજબ રેહેમ ઠબકવું જીવાળ

તે આવકો પેલા નાના સરખા ટટ્ટુપર બે જણને બેઠેલા દોડાવતા જતા દેખીને બૂમો પાડીને કહેવા લાગ્યા, ઓ મિઆં, ઓ મિઆં, ટટ્ટુને મારી નાખવો છે કે કેમ? ગજબ છે? આટલા નાના ટટ્ટુપર તમે સાડા ત્રણ ત્રણ મણના બે જણ તો બેઠા છો, ને વળી ચાબકા મારીને તેને દોડાવો છો. તમે કેવા નિર્દય છો? તમારા દિલમાં જરા પણ રેહેમ નથી? આ વાત સાંભળીને મિઆં તો ઠબકીને ઉભા, ને કહેવા લાગ્યા કે, શું કરીએ શેઠ, અમારે શુકરવારમાં જવું છે, બપોર તો થવા આવ્યા, દોડાવીએ નહીં તો પહોંચીએ કયારે. પેલા વાણિઆ કહે કે, તમારે ઉતાવળ હોય તો ઉતરી પડો, અને બે જણા મળીને એની ઝોળી કરીને ઊંચકીને દોડતા લઈ જાઓ. તમે શું શરીરે નબળા છો? ખમતી આસામી છો. જો એમ કરશો તો એક સાહેતવારમાં પહોંચશો. અમદાવાદ કયું છેટે છે? વળી એમ કરશો તો ટટ્ટુ થાકી પણ નહીં જાય, ને જીવાળ રેહેશે, તો કોઈ ઘરાક બે રૂપિ-

આ વત્તા આપીને આહીંને લઈ જશે. એ વાણિઆનું કહ્યું સાંભળીને અવિચારી મિઆં તો તેમ કરવા મંડ્યો. દોરડું તો પાસેજ હતું તે કાઢીને ટટ્ટુના ચાર પગ ને મોઢું બાંધી એક વળીમાં ભેરવીને બાપ દીકરો ખાંધે મૂકી ચાલ્યા. આ જોવાને ઘણા લોક ત્યાં એકઠા થઈ ગયા. ટટ્ટુ ગભરાયો ને છૂટવાને પછાડા મારવા લાગ્યો. એમ કરતાં છૂટી ગયો, ને નદીના કરાડાપરથી ગબડીને હેઠે પાણીમાં પડ્યો અને ડૂબીને મરણ પામ્યો. પેલો બિચારો બુઢ્ઢો મિઆં અને તેનો દીકરો તો લજવાઇને ત્યાંથી જે નાઠા તે ઠેઠ ઘેર જઇને ઉભા.

એ રીતે સૌને રાજી રાખવાને તેમનું કહેલું જે કરે છે, તેનું એક કામ સુધરતું નથી, તે જાતે ફજેત થાય છે; માટે આપણને સારૂં દીસે તે કરવું. સારા નરસાનો વિચાર કરીને આપણને જે રૂડું લાગે તે કરવું.

---

## पाठ १९८. भूंडाने बदले भलुं.

કાચકી                    ભોટવો

શીવો કરીને એક છોકરો હતો. તે નિશાળમાં સારા મજેના ભોટવામાં પાણી ભરી લાવ્યો હતો. તે એના સોબતી વિઠ્ઠલે જોવા માગ્યો, ત્યારે તેને આપ્યો, પણ વિઠ્ઠલ અટકચાળો હતો, તેથી ટકોરા મારીને ભીંતસાથે અફાળી ભોટવો ભાગી નાખ્યો. તે જોઇને શીવાએ તેને પૂછ્યું કે, મારો ભોટવો કેમ ભાગી નાખ્યો? હવે ભરી આપ. ત્યારે વિઠ્ઠલે તેને મુક્કીએ મુક્કીએ માર્યો. શીવો બિચારો શું કરે? રોતો રોતો ઘેર ગયો. વળતી તેની માએ બીજો ભોટવો લઈ આપ્યો તેમાં તે પાણી ભરીને રોજ નિશાળે લઈ જાય. એક દહાડો રમવાની છૂટી થઈ ત્યારે શીવાએ વિઠ્ઠલને રોતો દીઠો. તેને બીજા છોકરાએ પુછ્યું, અલ્યા, કેમ રડે છે. તેણે જવાબ દીધો કે, આજે હું પાણી લાવ્યો હતો તે ઢળી ગયું, અને તાપ બહુ પડે છે, તેથી મને તરસ બહુ લાગી છે. હવે કેમ કરૂં, અહીંઆં મારી નાતનું શીવાવિના બીજું કોઈ

નથી. મારૂં ઘર બહુ વેગળું છે, ત્યાં પહોંચતાં પહોંચતાં તો મરી જાઉં. એ સાંભળીને શું છે, શું છે કરતો શીવો આવ્યો. ત્યારે એક જણે કહ્યું કે વિઠ્ઠલને ગળે કાચકી બાઝી છે, જે બોલાતું નથી. એવું જોઇને તેણે પોતાના ભોટવામાંથી પાણી પાયું, તે જોઇને બધાં છોકરાં તેનાં વખાણ કરવા માંડ્યાં. વિઠ્ઠલ કહે કે હું ધારતો નહોતો કે તું મને પાણી પાઈશ, કેમકે મેં તે દહાડે તારો ભોટવો ફોડી નાખ્યો હતો, ને તને માર્યો હતો, તે તને સાંભરતું તો હશે, પણ તેં તે ખાર ન રાખતાં મને ઉગાર્યો, તો હવે તને કોઈ દહાડો દુઃખ નહીં દઉં. વિઠ્ઠલ જાતે તો સારો હતો, પણ જરા અટકચાળો હતો, તોપણ તે દહાડાથી કોઈ શીવાને મારે, કે કાંઈ કરે, તો તરત વિઠ્ઠલ વચમાં પડીને તેનો વાંકો વાળ થવા દે નહીં. માટે આપણું કોઈ ભૂંડું કરે તો-એ તેનું આપણે ભલું કરવું, ત્યારે ભલાઈનું ફળ આપણને પરમેશ્વર આપે.

---

## पाठ १८९. कोइने हलको न गणवो.

**પ્રજા પરિવાર ધનહીણા ધનવાન અભ્યાસ**

દોહરા.

પરમેશ્વરની આ પ્રજા સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર. ૧
કાળા ગોરા કોય છે, ધનહીણા ધનવાન;
કહો ન હલકો કોયને, સઘળા એક સમાન. ૨

अवगुणने बदले गुण.

અવગુણ ઊપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સૂખડ સળગાવિયે, આપે સરસ સુવાસ. ૩
બાળક ખેંચે વાળ પણ, કદી ચડે નહીં કાળ;
આળ કરે અજ્ઞાની જન, દિલમાં થવું દયાળ. ૪

# पाठ १६०. शेठनो छोकरो अने वैद.

રતીપૂર આકરૂં પરેજી કરી આપમત

પાટણમાં ખુશાલશા નામે શેઠ હતો, તેને એક ઉમેદચંદ કરીને છોકરો હતો, તેને નાનો મૂકીને શેઠ મરી ગયા, માટે તેની માએ તેને મોટો કર્યો. એ વરસ ૨૮ નો થયો એવામાં એક વૈદ તે શેહેરમાં આવ્યો. તે ઉમેદચંદનું શરીર પાતળું હતું, અને જોર નહોતું, તેથી તે વૈદનું ઓસડ તેણે કરવા માંડ્યું. વૈદે કોઈક ઝાડના મૂળાઓમાં લાવીને તેને ખાંડી ઝીણો ભૂકો કરી પેલા ઉમેદચંદને આપ્યો, અને કહ્યું કે તે ભૂકામાંથી રતીપૂર લઈ ઘીની સાથે સવારના પોહોરમાં ખાવાનું છે, ને તેના ઉપર ઘીનું તથા દૂધનું જોર રાખવું. એવું કહીને વળી કહ્યું કે હું કાલે આવી તમને બરોબર ઠીક બતાવીશ, તે પછીથી તે ઓસડ ખાજો. પણ ઉમેદચંદે આપમત કરીને ત્રીજે પોહોરે તે ઓસડ ખાધું, ને તેના ઉપર ઘણાં મરચાં લઇને કઢી ભાત ખાધાં, તેથી તથા ઓસડ ઘણું આકરૂં હતું તેથી શરીરમાં તેનું ઝેર ચડી ગયું. પછી ઘણા ઉપાય કરતાં ત્રીજે દિવસે ઝેર ઊતર્યું, ને શરીર હતું તેવું થતાં ચાર મહિના લાગ્યા. એ ઓસડ શું હતું તે પાછળથી માલમ પડ્યું. તે ધોળાં કરેણનાં ફૂલ હતાં.

આ વાતની મતલબ કે જેનું ઓસડ ખાવું તે જેપ્રમાણે કહે તે કરવું જોઇએ, ને તેમાં ઉતાવળ કરી આપમતે ચાલવા જઇએ તો પીડા થાય. કોઈ લોક તો વૈદે જે પરેજી પાળવાની કહી હોય, તે પાળતા નથી અને ગમે તે ખાય છે, તેથી વધારે હેરાન થાય છે, માટે વૈદના કહ્યાપ્રમાણે વખતે વખત ઓસડ ખાવું એટલુંજ નહીં, પણ તે કરી પાળવાની કહે તે પાળવી, અને જે ખાવાની રજા આપી હોય તેજ ખાવું. એપ્રમાણે જે કરતા નથી તે વેહેલા સારા થતા નથી, અને ઘણા દહાડા પીડાય છે.

## पाठ १६१. खाण.



ઉપયોગ માતબર નરાજ સુરંગ

ઘણીએક ઉપયોગી વસ્તુઓ ધાતુની બને છે. ધાતુ ઘણી જાતની છે. તેઓ ખાણમાંથી નીકળે છે. ખાણ ખોદે છે ત્યારે પેહેલો થર તો માતબર જમીનનો આવે છે. આ થરમાં જનાવર તથા ઝાડપાલાનું ઘણું ખાતર મળેલું હોય છે. એની નીચે બીજી જાતનું માટીનું પડ આવે છે. એ માટીનાં નળીઆં, વાસણ, ઈંટો ને બીજી વસ્તુઓ કુંભાર કરે છે. તેની તળે પથરાનાં પડ આવે છે. એમાંના પથ્થર ઘર, દેરાં, વગેરે બાંધવાનાં કામમાં આવે છે. ઘણી ખરી ધાતુઓ ઘણી ઉંડી રહેલી હોય છે.

સારી મોટી ખાણમાં પેસવાની એક મોટી ભાગળ હોય છે, પણ તેમાં થઇને આગળ ચાલીએ કે એક મોટા પોહોળા કૂવા જેવું આવે છે, તેના મોંની ચોમેર પાટીઆં જડી લીધેલાં હોય છે, ને માંહે ઉતરવાને વચમાં દોરડાં લટકતાં હોય છે. એ દોરડે ટોપલીઓ બાંધેલી હોય છે, તેમાં બેશીને ખાણમાં ઉતરે છે, ને પાછા બાહાર નીકળવું હોય, ત્યારે તેમાં બેસે, એટલે ઉપરના માણસ ખેંચી લે છે. ખાણોમાં ચાંચવાને કોદાળીથી ખોદવું ઘણું અઘરૂં પડે છે, માટે તેમાંના ખડકોમાં નરાજ એટલે કોશાવતી સુરંગ ખોદે છે, ને તેમાં દારૂ ભરીને સળગાવે છે, એટલે પેલા ખડકો મોટા જોરથી ભડાકો થઇને ફૂટે છે.

ધાતુ ઘણુંકરીને માટી ને પથ્થરજોડે મળેલી હોય છે. એ મિશ્રને ખોદી કાઢી ટોપલાઓમાં ભરે છે, પછી તે ટોપલાઓ ઉપરના માણસો ખેંચી લે છે. તેઉપર તેના ઢગલા કરે છે, ત્યાંથી ગાડાંમાં ભરીને વખારમાં લઈ જઈ નાંખે છે. પછી મોટીમોટી ભઠીમાં નાંખી તેને ગાળે છે, ને કચરા વગેરેથી જુદી પાડે છે.

સમાપ્ત.